કામસ્ચાટકાનો સમુદ્ર—કામશ્ચાટકા ને અમેરિકા વચ્ચે

એશિઆ ખંડના મોટા મોટા અખાત, તથા ઉપસાગર.

આર્બી અખાત—અર્બસ્તાનની પશ્ચિમે.

ઈરાની અખાત—અર્બસ્તાન તથા ઈરાન વચ્ચે.

મારટાબાનનું અખાત—બ્રહ્મદેશની દક્ષિણે.

સીયામનું અખાત—સીયામની દક્ષિણે.

ટોનક્વિનનું અખાત—બ્રહ્મદેશની ઈશાને.

કચ્છનું અખાત—હિંદુસ્તાનની પશ્ચિમે.

ખંભાતનું અખાત—હિંદુસ્તાનની પશ્ચિમે.

ઓબાનું અખાત—રૂશિઆમા ઉત્તર માહાસાગરમાં.

અનાદીરનું અખાત—પાસિફિક માહાસાગરમાં.

બંગાળાનો ઉપસાગ —હિંદુસ્તાનની પૂર્વે.

એશિઆ ખંડની મોટી મોટી સામુદ્રધુનીઓ.

બાબેલમાંડવની સામુદ્રધુની—રાતો સમુદ્ર તથા હિંદી માહાસાગર વચ્ચે.

હોર્મઝની—ઈરાની અખાત તથા હિંદી માહાસાગર વચ્ચે.

પાકની—હિંદુસ્તાન તથા લંકા બેટ વચ્ચે.

મલક્કાની—બ્રહ્મદેશ તથા સૂમાત્રા બેટ વચ્ચે.

સનડાની—સૂમાત્રા તથા જાવા બેટ વચ્ચે.

મેકેસારની—બોર્નીઓ તથા સેલીબીસ બેટ વચ્ચે.

ની—નીફોન તથા યેસ્સો બેટ વચ્ચે.

તાતારની—મોંગોલિયન બેટ તથા ચીનાઈ તાતાર વચ્ચે
કોરીઆની—કોરીઆ તથા જાપાન વચ્ચે.

એશિઆ ખંડમાં સૌથી મોટું દેશ ઉત્તરે રશિઆ છે; પશ્ચિમ તરફ તુર્કસ્તાન ને અર્બસ્તાન છે; દક્ષિણ તરફ હિંદુસ્તાન, બ્રહ્મદેશ ને સીયામ છે; પૂર્વ તરફ જાપાન, ચીન વગેરે છે; ને મધ્યે તાતાર તથા ટીબેટ વગેરે છે.

આ પાઠમાં એશિઆ ખંડની મર્યાદા, તેના દેશો, દેશોની રાજધાની, સમુદ્ર, અખાત, સામુદ્રધુની વગેરે વિષે કહેવામાં આવ્યું; હવેનો પાઠ દર એક દેશ વિષેનો જૂદો જૂદો આવશે.

(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

પૃથ્વી ઉપર બધા મળીને કેટલા ખંડ છે ને તે કયા કયા? ૨ જૂના મહાદ્વીપમાં કયા કયા ખંડો છે? ૩ નવા મહાદ્વીપમાં કયા કયા ખંડો છે? ૪ એશિઆ એ કેવો ખંડ છે? ૫ એશિઆ યુરોપની કઈ બાજુએ આવેલો છે? ૬ એશિઆ ખંડની લંબાઈ, પોહોળાઇ, ક્ષેત્રફળ, વસ્તી કેટલી છે તે કાહો? ૭ એશિઆ ખંડની મર્યાદા એટલે ચતુરસીમા બોલો? ૮ એ ખંડમાં કેટલા દેશ છે? ૯ એશિઆ ખંડની બાર દેશની રાજધાની કઈ, ને તે ક્યાં છે તે બોલી જાઓ? ૧૦ એશિઆ ખંડના મોટા મોટા સમુદ્ર કયા ને તે કયાં છે તે બોલો? ૧૧ એશિઆ ખંડના મોટા મોટા અખાત તથા ઉપસાગર બો॰ ૧૨ મોટી મોટી સામુદ્રધુની બોલી જાઓ?

થી દક્ષિણે કયા દેશો આવ્યાછે? ૧૫ પૂર્વે તથા મધ્યે કયા દેશો આવ્યાછે તે બોલો?

## તુર્કસ્તાન. (૧).

**મર્યાદા**—ઉત્તરે કાળો સમુદ્ર; પશ્ચિમે મેડીટરેનિયન અથવા ભૂમધ્ય સમુદ્ર; દક્ષિણે અર્બસ્તાન; પૂર્વે ઈરાન તથા કાસ્પિઅન સમુદ્ર છે.

**ભાગ**—૧ એશિઆ મેનર, ૨ સીરિઆ, ૩ આલજીરીઆ, ૪ આરમીનિઆ, ૫ કુરડીસ્તાન, ૬ ઈરાક આરેબી અથવા બાબિલોન, એવા તુર્કસ્તાનના છ ભાગ થયલાછે.

**પર્વત**—કાકાસસ, તોરસ, ઓલીમપસ, ને લીબેનન. કાકાસસ પર્વત કાળો સમુદ્ર તથા કાસ્પિઅન સમુદ્ર વચ્ચે છે. તોરસ ને ઓલીમપસ પર્વત એશિઆ મેનરમાં છે, ને લીબેનન પર્વત સીરિઆ ભાગમાં છે.

**બેટો**—સાઈપ્રસ ને રોડસ એ ભૂમધ્ય સમુદ્રમાં તુર્કસ્તાનની પશ્ચિમે છે.

**સરોવર**—કુરડીસ્તાનમાં વાન શેહેરની પાસે વાન સરોવર, ને પાલેસ્ટાઈનમાં દેડસી અથવા મૃત્યુ સરોવર છે. એમાં માછલાં જીવતાં નથી તથા એને કીનારે ઝાડ પણ ઉગતાં નથી તેથી એનું નામ મૃત્યુ સરોવર પડ્યુંછે.

**નદીઓ**—યુફ્રેટીસ ને ટેગ્રીસ એ બે મોટી નદીઓ તોરસ પર્વતમાંથી નીકળીને ઈરાની અખાતને મળેછે, ને એક બીજી જોરડન નદી સીરિઆમાં છે, તે મૃત્યુ સરોવરને મળેછે.

**મુખ્ય શેહેરો**—એશિઆ માઈનરમાં સ્મર્ના, એ અસલની રાજધાની; પૂર્વ તરફ એંગોરા ત્યાંના બકરાના વાળની સારી કામળીઓ બનેછે. ૨ સીરિઆમાં આલેપ્પો એ તુર્કસ્તાનની રાજધાની, ને તેની દક્ષિણે ડમાસકસ છે. સીરિઆનો એક ભાગ જેને પાલેસ્ટાઈન કેહેછે તેમાં મુખ્ય શેહેર જરૂસલેમ છે, તેમાં ખ્રિસ્તનો જન્મ થયાને લીધે ખ્રિસ્તી લોકો તેને બહુ માને છે. ૩ આલજીસીરિઆ એ પ્રાંત યુફ્રેટસ ને ટૈગ્રીસ નદી વચ્ચે છે, તેમાં મુખ્ય શેહેર મોસલ ટૈગ્રીસ નદી ઉપર છે. ૪ આરમીનિઆ એમાં બીટલીસ ને વાન શેહેર વાન સરોવર પાસે છે. ૫ કુરડસ્તાન એ એલજીસીરિઆની ઉત્તરે છે. ૬ આહિડઆ એમાં બગદાદ એ મુસલમાનના ખલીફની રાજધાની, ને બસરા એ વેપારનું ઠેકાણું છે તેમાં મોતી સારાં પાકેછે. આહિડઆ પ્રાંતમાં ગ્રીસ દેશનો શીકંદર બાદશાહ ઈ૦ સ૦ની પૂર્વે ૩૨૩ માં મરણ પામ્યો.

**લોકો**—તુર્કસ્તાનના લોકો તુર્કી કેહેવાયછે.

**મુખ્ય પેદાશ**—ઊન, રેશમ, સુતર, ત્રાંબુ વગેરે થાયછે.

## (પરિક્ષાને વાસ્તે પ્રશ્ન.)

તુર્કસ્તાનની મર્યાદા બોલો? ૨ એ દેશના કેટલા અને કયા કયા ભાગો થયલાછે? ૩ ભૂમધ્ય સમુદ્ર ને ઇરાક આરેબીનું બીજું નામ શું? ૪ તુર્કસ્તાનના મોટા મોટા પર્વતો કયા અને તે બધા કયાં કયાં છે તે કહો? ૫ તુર્કસ્તાનની પશ્ચિમે ભૂમધ્ય સમુદ્રમાં કયા કયા બેટો આવ્યાછે? ૬ તુર્કસ્તાનમાં સરોવર કયા કયા

આવ્યા છે? ૭ મૃત્યુ સરોવરનું બીજું નામ શું? ૮ મૃત્યુ સરોવર નામ શાથી પડ્યું? ૯ તુર્કસ્તાનની મોટી મોટી નદીઓ બોલો ને તે ક્યાંથી નીકળીને કોને મળેછે તે પણ કોહો? ૧૦ તુર્કસ્તાનની રાજધાની કઈ અને અસલની રાજધાની કઈ? ૧૧ સ્મર્ના, એંગોરા એ તુર્કસ્તાનના કયા ભાગમાં છે? ૧૨ એંગોરામાં જાણવા લાયક શું બનેછે? ૧૩ સીરિઆ પ્રાંતમાં કયા શેહેરો આવેલાછે ? ૧૪ સીરિઆના એક ભાગને શું કેહેછે ? ૧૫ પાલેસ્ટાઇનમાં ખ્રિસ્તી લોકોનું મોટું શેહેર કયું છે ? ૧૬ જરૂસલમ શાને વાસ્તે પ્રખ્યાત છે ? ૧૭ આલજી સીરિઆ પ્રાંત કઈ કઈ નદી વચ્ચે છે ? ૧૮ આલજીસીરિઆમાં મોટું શેહેર કયું, ને તે કઈ નદી ઉપર છે ? ૧૯ આરમીનિઆ પ્રાંતમાં કયા શેહેરો છે ? ૨૦ કુરડીસ્તાન પ્રાંત કઈ જગ્યાએ છે? ૨૧ બાબિલોનિઆ પ્રાંતમાં કયા કયા શેહેરો છે? ૨૨ બગદાદ ને બસરા એ બે શેહેર શાને વાસ્તે નામીચાં છે ? ૨૩ બાબિલોનિઆ પ્રાંત શાથી પ્રખ્યાત થયેલાછે? ૨૪ તુર્કસ્તાનના લોકો કેવા કેહેવાયછે ? ૨૫ તુર્કસ્તાનની મુખ્ય પેદાશ શું થાયછે ?

# અર્બસ્તાન. (૨).

**મર્યાદા**—ઉત્તરે તુર્કસ્તાન; પશ્ચિમે સૂએઝની સંયોગી ભૂમી ને રાતો સમુદ્ર; દક્ષિણે હિંદી માહાસાગર; પૂર્વે ઈરાની અખાત તથા ઓમનનું અખાત છે.

**પ્રાંત**—અર્બસ્તાનના ૬ પ્રાંત કીધાછે.

**પર્વત**—રાતા સમુદ્રની ઉત્તરે સીનાઈ પર્વત છે.

**બેટો**—હિંદી માહાસાગરમાં સોકોટ્રા બેટ છે, ને ઇરાની અખાતમાં બેહેરીન બેટ છે તેમાં મોતી પાકેછે.

**સંયોગી ભૂમી**—સૂએઝની સંયોગી ભૂમી તે એશિઆ તથા એફ્રિકાને જોડેછે, અને ભૂમધ્ય સમુદ્રથી રાતા સમુદ્રને જૂદો પાડેછે; પણ હાલ એ સંયોગી ભૂમી ખોદી નાંખીછે તેથી હવે એ સૂએઝની (કેનાલ) સામુદ્રધુની જેવી કેહેવાય છે.

**ભૂશીરો**—કેપ રાસલહદ એ અર્બસ્તાનની પૂર્વે છે. (કેપ એટલે ભૂશીર).

**સામુદ્રધુની**—બાબેલ માંડબની સામુદ્રધુની રાતો સમુદ્ર ને હિંદી માહાસાગરને જોડેછે, ને ઓર્મઝની સામુદ્રધુની ઇરાની અખાત તથા આર્બી સમુદ્રને જોડેછે.

**અખાત**—પશ્ચિમે આરબી અખાત જેને રાતો સમુદ્ર કેહેછે તે અરબસ્તાન તથા એફ્રિકા વચ્ચે છે, ને પૂર્વે ઇરાની અખાત તથા ઓમનનું અખાત છે.

**મુખ્ય શેહેરો**—મક્કા એ અર્બસ્તાનની રાજધાની, અહિંઆ મુસલમાનનો પેગંબર મહમદ ઈ. સ. ૫૬૯ માં જન્મ્યો હતો. જીદ્દા એ મક્કાની ઉત્તરે છે. મદીના, એ જીદ્દાની ઉત્તરે છે એમાં મુસલમાનનો પેગંબર મહમદ ઇ. સ. ૬૩૨ માં મરણ પામ્યો હતો. અરબસ્તાનની દક્ષિણે મોખ્ખા તથા એડન છે. મોખ્ખા બુંદની પાકને માટે પ્રખ્યાત છે, ને એડન એ એક મોટું બારૂં છે, ને એમાં એક જબરો કીલ્લો છે તે અંગ્રેજ સર-

કારને તાબે છે. હિંદુસ્તાનથી વિલાયત જતી આગબોટો એડન આગળ થોભેછે. મોખ્ખાની ઉત્તરે શાના મોટું શેહેર છે. બીજું મસ્કત કરીને મોટું બંદર અરબસ્તાનની પૂર્વે છે.

**લોકો**—અર્બસ્તાનના લોકોને આરબ કેહેછે. અર્બસ્તાનમાં રેતીનાં રણ ઘણાં છે.

**મુખ્ય પેદાશ**—ઘોડા, ઊંટ, બૂન વગેરેની થાય છે.

**(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).**

અર્બસ્તાનની ચારે દિશાએ શું શું આવેલું છે? ૨ એ દેશના કેટલા પ્રાંત કીધા છે? ૩ એમાં મુખ્ય પર્વત કયો ને તે કયાં આગળ છે? ૪ અર્બસ્તાનની દક્ષિણે હિંદી માહાસાગરમાં કયો બેટ આવ્યો છે? ૫ ઇરાની અખાતમાં કયો બેટ છે ને તેમાં શું પાકે છે? ૬ એશિઆ તથા એફ્રિકાની વચ્ચે કઈ સંયોગી ભૂમિ છે? ૭ સૂએઝની સંયોગી ભૂમી હાલ શું કેહેવાયછે? ૮ સૂએઝની સંયોગી ભૂમી કયા કયા સમુદ્રને જૂદો પાડે છે? ૯ અર્બસ્તાનની પૂર્વે કયો કેપ છે? ૧૦ કેપને ગુજરાતીમાં શું કેહે છે? ૧૧ રાતો સમુદ્ર તથા હિંદી માહાસાગર વચ્ચે કઈ સામુદ્રધુની છે? ૧૨ ઇરાની અખાત તથા આર્બી સમુદ્ર વચ્ચે કઈ સામુદ્રધુની છે? ૧૩ અર્બસ્તાનની પશ્ચિમે તથા પૂર્વે કયા અખાતો આવ્યા છે? ૧૪ આર્બી અખાતને કેવો સમુદ્ર કેહે છે! ૧૫ અર્બસ્તાનની રાજધાની કઈ ને તે શાને વાસ્તે પ્રખ્યાત છે? ૧૬ જીદ્દા તથા મદીના એ શેહેરો કયાં છે? ૧૭ મદીના શાને વાસ્તે

પ્રખ્યાત છે? ૧૮ મોખ્મા તથા એડન ક્યાં છે ને તે શાને વાસ્તે પ્રખ્યાત છે? ૧૯ એડનમાં જાણવા લાયક શું છે? ૨૦ મોખ્માની ઉત્તરે કયું શેહેર આવ્યું છે? ૨૧ મસ્કત બંદર કેણી ગમ છે? ૨૨ અર્બસ્તાનના લોકોને શું કેહે છે? ૨૩ અર્બસ્તાનમાં જાણવા લાયક શું છે? ૨૪ એ દેશની મુખ્ય પેદાશ શું થાયછે?

## इरान. (२).

**મર્યાદા**—ઉત્તરે કાસ્પિઅન સમુદ્ર ને સ્વતંત્ર તાતાર; પશ્ચિમે તુર્કસ્તાન; દક્ષિણે ઈરાની અખાત; પૂર્વે અફગાનીસ્તાન ને બલૂચિસ્તાન.

**પ્રાંત**—એ દેશમાં બધા મળીને ૧૧ પ્રાંત છે.

**બેટો**—ઈરાની અખાતમાં કીશ્મ ને ઓર્મઝ બેટો છે. કીશ્મ બેટમાં મોતી પાકે છે.

**સરોવર**—ઈરાનની વાયવ્યે ઉરૂમિઆ સરોવર, ને દક્ષિણે શીરાજ આગળ બક્તેગાન સરોવર છે.

**અખાત**—દક્ષિણે ઈરાની અખાત, ને અગ્નિ તરફ ઓમનનું અખાત છે.

**સામુદ્રધુની**—દક્ષિણે ઓર્મઝની સામુદ્રધુની, ઈરાની અખાત તથા આર્બી સમુદ્રની વચ્ચે છે.

**મુખ્ય શેહેરો**—તેહેરાન એ ઈરાનની રાજધાની કાસ્પિઅન સમુદ્રની દક્ષિણે, ને ઇસ્પહાન અસલની રાજધાની. ઇસ્પહાનની દક્ષિણે શીરાજ એમાં દારૂ સારો થાયછે. શીરાજની

દક્ષિણે અબુશાહેર એ પણ મોટું શેહેર છે. તે શિવાય ઇરાનની વાયવ્યે ટેબ્રીઝ એમાં સંગે મલમલના પથ્થર થાયછે, ને કાસ્પિઅન સમુદ્રની દક્ષિણે આસ્ત્રાબાદ પણ મોટું શેહેર છે.

**લોકો તથા પેદાશ**—ઇરાનના લોકોને ઇરાની કેહેછે, ને મુખ્ય પેદાશ દારૂ, ઘોડા, સંગે મલમલના પથ્થર, તથા રેશમ, અને ઉનની થાયછે.

## (પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

ઇરાનની મર્યાદા બોલી જાઓ? ૨ ઇરાનમાં બધા મળીને કેટલા પ્રાંતો છે? ૩ ઇરાનમાં મોટો કયા કયા આવ્યા છે? ૪ ગ્રીષ્મ ઋતુમાં શું પાકેછે? ૫ ઇરાનમાં સરોવર કયા કયા ને તે કઇ કઇ જગ્યાએ છે? ૬ ઇરાનની દક્ષિણે તથા અગ્નિ તરફ કયા કયા અખાતો છે? ૭ ઓર્મઝની સામુદ્રધુની ક્યાં ને કોની કોની વચ્ચે છે? ૮ ઇરાનની હાલની ને અસલની રાજધાની કઇ? ૯ ઇરાનનાં બીજાં શેહેરોનાં નામ દો? ૧૦ શીરાજ ક્યાં છે ને તેમાં શું થાયછે? ૧૧ ટેબ્રીઝ ક્યાં છે ને તેમાં શું થાયછે? ૧૨ ઇરાનના લોકોને શું કેહેછે? ૧૩ ઇરાનની મુખ્ય પેદાશ શુ થાયછે?

# अफगानीस्तान. (४).

**મર્યાદા**—ઉત્તરે સ્વતંત્ર તાતાર; પશ્ચિમે ઇરાન; દક્ષિણે બલૂચિસ્તાન; પૂર્વે સુલેમાન પર્વત તથા મોટી સિંધુ નદી.

**પ્રાંત**—એમાં ચાર પ્રાંતો છે, તેમાં સૌથી મોટો પ્રાંત બલૂચિસ્તાન દક્ષિણે છે.

**પર્વત**—ઉત્તરે હિંદુકુશ પર્વત છે તે ૭૦૦ કોસ લાંબો છે, ને પૂર્વે સુલેમાન પર્વત છે.

**નદીઓ**—મુખ્ય નદી કાબુલ તે આટક શેહેર આગળ સિંધુ નદીને મળેછે.

**સરોવર**—એમાં એક નાનું સરખું ઝરા સરોવર છે.

**મુખ્ય શેહેરો**—કાબુલ એ અફગાનીસ્તાનની રાજધાની, કાબુલ નદી ઉપર. એ શિવાય કંદહાર, ગીઝની, પેશાવર, જલાલાબાદ, હીરાત, ખીલાત મોટા શેહેરો છે. ગીઝની એ અસલ મુસલમાનની રાજધાની હતી, ને ખીલાત એ હાલ બલૂચિસ્તાનની રાજધાની કેહેવાયછે.

**લોકો**—અફગાનીસ્તાનના લોકોને અફગાન કેહેછે.

**મુખ્ય પેદાશ**—ઘોડાની થાય છે.

**(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).**

અફગાનીસ્તાનની મર્યાદા બોલી જાઓ? ૨ અફગાનીસ્તાનમાં કેટલા પ્રાંતો છે? ૩ એમાં સૌથી મોટો પ્રાંત કયો ને કઈ બાજુએ છે? ૪ અફગાનીસ્તાનમાં પર્વતો કયા કયા છે? ૫ હિંદુકુશ પર્વત કેટલા કોસ લાંબો છે? ૬ એ દેશમાં નદી કઈ આવી છે ને તે ક્યાં કોને મળે છે? ૭ એમાં સરોવર કયું આવ્યું છે? ૮ અફગાનીસ્તાનની રાજધાની કઈ ને તે ક્યાં છે? ૯ અફગાનીસ્તાનના બીજાં મોટાં શેહેરોનાં નામ દો? ૧૦ ગીઝની એ અસલ શું હતું? ૧૧ બલૂચિસ્તાનની રાજધાની કઈ? ૧૨ અફગાનીસ્તાનના લોકોને શું કેહેછે? ૧૩ અફગાનીસ્તાનની મુખ્ય પેદાશ શું થાયછે?

# તાતાર દેશ. (૫).

**મર્યાદા**—ઉત્તરે રૂશિઆ; પશ્ચિમે યુરલ નદી તથા કાસ્પિઅન સમુદ્ર; દક્ષિણે ઈરાન તથા અફગાનીસ્તાન; પૂર્વે ચીનાઈ તાતાર.

**ભાગ**—તાતાર દેશના બે ભાગ કીધા છે, સ્વતંત્ર તાતાર, ને ચીનાઈ તાતાર; તેમાં સ્વતંત્ર તાતારના પાછા ચાર ભાગ કરેલા છે.

**નદીઓ**—આમૂ અને સીહુન એ બે નદીઓ છે, તે એરલ સમુદ્રને મળે છે.

**સરોવર**—કાસ્પિઅન સરોવર પશ્ચિમે, ને એરલ સરોવર મધ્યે છે. એ બે સરોવરનાં પાણી ખારાં છે તેથી એ બંનેને ઘણીવાર સમુદ્ર પણ કેહે છે.

**મુખ્ય શેહેરો**—બોખારા એ સ્વતંત્ર તાતારની રાજધાની આમૂ નદી પાસે, સમરકંદ એ અસલની રાજધાની, ને ખીવ એ શેહેર આમૂ નદી ઉપર છે. બીજું બલ્ખ એ પણ મોટું શેહેર છે.

## (ચીનાઈ તાતાર).

**મર્યાદા**—ઉત્તરે સાઈબીરિઆ; પશ્ચિમે સ્વતંત્ર તાતાર, દક્ષિણે ટીબેટ ને ચીન; પૂર્વે તાતારનું અખાત તથા જાપાની સમુદ્ર.

**ભાગ**—ચીનાઈ તાતારના ચાર ભાગ કર્યા છે.

**પર્વત**—આલતાઈ પર્વત ચીનાઈ તાતાર તથા રૂશિઆ

વચ્ચે છે.

**નદીઓ**—આમૂર અથવા સાગેલિઅન નદી આલતાઈ પર્વતમાંથી નીકળીને ઓખાટસ્કના સમુદ્રને મળે છે, ને બીજી કાશગર તથા યારકંડ બંનો નાની નદીઓ છે.

**સામુદ્રધુની**—કોરીઆની સામુદ્રધુની કોરીઆ તથા જાપાન વચ્ચે છે, ને તે જાપાની સમુદ્ર તથા પીળા સમુદ્રને જોડે છે; ને તાતારની સામુદ્રધુની ચોનાઈ તાતાર તથા સાગાલિઅન બેટ વચ્ચે છે, તે આખાટસ્કનો સમુદ્ર તથા જાપાની સમુદ્રને જોડે છે. તાતારની સામુદ્રધુનીને (તાતારનું આખાત) પણ કેહે છે.

**દ્વીપકલ્પ**—કોરીઆનો દ્વીપકલ્પ પીળો સમુદ્ર તથા જાપાની સમુદ્રની વચ્ચે છે.

**બેટો**—મુખ્ય બેટ સાગેલિઅન તે પૂર્વ તરફ છે.

**લોકો તથા પેદાશ**—મુખ્ય પેદાશ પાહાડો તરફના મૂલકમાં સોનું, રૂપું, લોહોડું, ને કોલસાની છે. એ દેશના લોકોને તાર્તાર કેહેછે.

**(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).**

તાતાર દેશની મર્યાદા બોલો? ૨ તાતાર દેશના કેટલા ભાગ કીધા છે ને તે કયા કયા? ૩ સ્વતંત્ર તાતારના કેટલા ભાગ થયલા છે? ૪ સ્વતંત્ર તાતારમાં નદીઓ કઈ કઈ છે ને તે કોને મળે છે? ૫ સ્વતંત્ર તાતારમાં સરોવર કયા કયા આવ્યા છે? ૬ કાસ્પિઅન સરોવર ને એરલ સરોવર એ બંનોને સમુદ્ર કેમ કેહે છે? ૭ સ્વતંત્ર તાતારની રાજધાની કઈ ને તે કયાં

છે? ૮ સ્વતંત્ર તાતારની અસલની રાજધાની કઈ? ૯ સ્વતંત્ર તાતારમાં બીજાં મોટાં શેહેરો ક્યા આવ્યાં છે? ૧૦ ચીનાઈ તાતારની ચારો દિશાએ શું શું આવ્યું છે? ૧૧ ચીનાઈ તાતારના કેટલા ભાગ કર્યા છે? ૧૨ ચીનાઈ તાતારમાં પર્વત કયો આવ્યો છે? ૧૩ આમૂર નદી ક્યાંથી નીકળીને કોને મળે છે? ૧૪ ચીનાઈ તાતારમાં બીજી નાની નદીઓ કઈ કઈ આવી છે? ૧૫ આમૂર નદીનું બીજું નામ શું? ૧૬ કોરીઆ તથા તાતારની સામુદ્રધુની કોની કોની વચ્ચે છે? ૧૭ કોરીઆની તથા તાતારની સામુદ્રધુની કયા કયા સમુદ્રને જોડે છે? ૧૮ તાતારની સામુદ્રધુનીને બીજું નામ શું કેહે છે? ૧૯ ચીનાઈ તાતારમાં દ્વીપકલ્પ કયો આવ્યો છે, ને તે કોની કોની વચ્ચે છે? ૨૦ ચીનાઈ તાતારમાં બેટ કયો આવ્યો છે ને તે કેણી ગમ છે? ૨૧ તાતાર દેશની મુખ્ય પેદાશ શું થાયછે, ને આંહીના લોકોને શું કેહે છે?

## રુશિઆ. (૬).

**મર્યાદા**—ઉત્તરે ઉત્તર માહાસાગર; પશ્ચિમે યુરલ પર્વત તથા યુરોપનું રૂશિઆ, દક્ષિણે બંનો તાતાર દેશ; પૂર્વે ઓખાટસ્કનો તથા કામસ્કાટકાનો સમુદ્ર.

**ભાગ**—રૂશિઆના બે ભાગ થયલા છે, પૂર્વ સાઈબીરિઆ ને પશ્ચિમ સાઈબીરિઆ.

**પર્વત**—પશ્ચિમે યુરલ પર્વત છે, ને દક્ષિણે આલતાઈ પર્વત છે. એ બંનો પર્વતમાંથી સોનું, રૂપું, ત્રાંબુ નીકળે છે.

**નદીઓ**—ઓબી, એનીસી, લેના, એ નદીઓ આલતાઈ પર્વતમાંથી નીકળીને ઉત્તર માહાસાગરને મળેછે; ને ઉરલ નદી ઉરલ પર્વતમાંથી નીકળીને કાસ્પિઅન સમુદ્રને મળેછે. (યેનીસી એ એશિઆ ખંડમાં ફક્ત એક નદી શિવાય સૌથી મોટી છે.)

**સરોવર**—બૈકલ સરોવર પૂર્વ સાઇબીરિઆમાં છે.

**અખાત**—ઓબીનું અખાત ઉત્તર માહાસાગરમાં, ને અનાદીરનું અખાત પાસિફિક માહાસાગરમાં છે.

**સામુદ્રધુની**—બેહેરિંગની સામુદ્રધુની ઈશાન ખૂણે રૂશિઆ તથા ઉત્તર અમેરિકા વચ્ચે છે.

**દ્વિપકલ્પ**—કામશ્ચાટકાનો દ્વિપકલ્પ ઓખાટસ્કનો સમુદ્ર તથા કામશ્ચાટકાના સમુદ્ર વચ્ચે છે.

**ભૂશીર**—પૂર્વ કેપ અથવા પુર્વ ભૂશીર બેહેરિંગની સામુદ્રધુની આગળ, ને કેપ લોપાટકા કામશ્ચાટકાની દક્ષિણે છે.

**મુખ્ય શેહેરો**—રૂશિઆની રાજધાની ટોબોલસ્ક, ઓબી નદીની શાખા ઉપર છે.

**લોકો**—રૂશિઆના લોકો રૂશિઅન અથવા રશિઅન કેહેવાયછે. એ દેશમાં સઇબીરિઆમાં ટાઢ ઘણી પડેછે.

**(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).**

રૂશિઆ દેશની મર્યાદા બોલો? ૨ રૂશિઆના કેટલા અને ક્યા ભાગો થયલાછે? ૩ રૂશિઆમાં પર્વતો ક્યા આવ્યાછે? ૪ ઉરલ ને આલતાઈ પર્વતમાંથી શું શું નીકળેછે? ૫ રૂશિ-

આની નદીઓ કઈ કઈ ને તે બધી ક્યાંથી નીકળીને કોને મળેછે? ૬ પેનીસી એ કવી નદીછે? ૭ રૂશિઆમાં સરોવર ક્યું આવ્યુંછે? ૮ રૂશિઆમાં અખાતો કયા આવ્યાછે ને તે ક્યાં છે? ૯ બેહેરિંગની સામુદ્રધુની ક્યાં આવીછે? ૧૦ કામસ્ચાટકાનો દ્વિપકલ્પ કોની કોની વચ્ચે છે? ૧૧ રૂશિઆમાં ભૂશીરો ક્યા આવ્યાછે ને તે કઈ કઈ જગ્યાએ છે? ૧૨ રૂશિઆ દેશની રાજધાની કઈ ને તે કઈ નદી ઉપર છે? ૧૩ રૂશિઆના લોકો કેવા કેહેવાયછે? ૧૪ એ દેશમાં ટાઢ કઈ જગ્યાએ પડેછે?

## જાપાન દેશ. (૭).

ચાર ટાપુ અથવા બેટ મળીને જાપાન દેશ થયલો છે તેનાં નામ—નીફોન, જેસ્સો, સીકોક, ને કીયુસ્યૂ: તેમાં નીફોન બેટ સૌથી મોટો છે.

**મર્યાદા**—ઉત્તરે ઓખાટસ્કનો સમુદ્ર; પશ્ચિમે જાપાની સમુદ્ર; ને દક્ષિણે તથા પૂર્વે પાસિફિક માહાસાગર છે.

**મુખ્ય શેહેરો**—જાપાનની રાજધાની જેડો તે નીફોન બેટમાં છે, ને બીજી મીઆકો એ અસલની રાજધાની છે. મીઆકોમાં સોના રૂપાના સામાન ઘણા સારા બનેછે.

**લોકો**—જાપાનના લોકો જાપાની, તેઓ વિદ્યા તથા કળામાં ઘણા હોશિઆર અને કસબી છે. હુનરની બનાવટમાં તેઓ ચીના લોકોની બરાબર છે. તેઓ રોગાનવાળો તથા ચીનાઈ સામાન ઘણો સારો બનાવેછે. જાપાનમાં સોના રૂપાની મોટી ખાણો છે.

(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

કેટલા બેટ મળીને જાપાન દેશ થયલોછે તેનાં નામ દો? ૨ બેટ ને ટાપુ તે એકજ કે જૂદો? ૩ જાપાનની ચારે દિશા એ શું શું આવ્યુંછે? ૪ જાપાનની રાજધાની કઈ ને તે ક્યાં છે? ૫ જાપાનની અસલની રાજધાની કઈ? ૬ મીઆકીમાં વેપારના ખાજો શું શું બનેછે? ૭ જાપાનના લોકોને શું કેહેછે? ૮ જાપાનાં લોકો કેવા છે ને તેઓ શું શું બનાવેછે? ૯ જાપાનમાં જાણવા લાયક શું છે?

# ચીન દેશ. (૮).

**મર્યાદા**—ઉત્તરે ચીનાઈ તાતાર, પશ્ચિમે ચીનાઈ તાતાર તથા ટિબેટ; દક્ષિણે બ્રહ્મદેશ તથા ચીનાઈ સમુદ્ર; પૂર્વે પીળો સમુદ્ર તથા પાસિફિક માહાસાગર.

**નદીઓ**—યાંગત્સેક્યાંગ અથવા ભૂરી નદી, ને હોઆંગહો અથવા પીળી નદી એ બે નદીઓ ટીબેટના પર્વતમાંથી નીકળીને પીળા સમુદ્રને મળેછે. યાંગત્સેક્યાગ એ એશિઆ ખંડમાં સૌથી મોટી નદી છે. ત્રીજી પીહો અથવા પેકીનની નદી ઉત્તરે છે તે પણ પીળા સમુદ્રને મળેછે, ને ચોથી નદી ચૂક્યાંગ અથવા કેન્તાન નદી દક્ષિણે છે તે ચીનાઈ સમુદ્રને મળેછે.

**સામુદ્રધુની**—ફોર્મોસાની સામુદ્રધુની ચીન તથા ફોર્મોસા વચ્ચે છે, ને તે ચીનાઈ સમુદ્ર તથા પાસિફિક માહાસાગરને જોડેછે.

**અખાત**—ટોનકિનનું અખાત ચીનની દક્ષિણે છે.

બેટો—પૂર્વે ફોર્મોસા ને લુચ્યૂ બેટો છે, દક્ષિણે હૈનાન બેટ છે, અને કંતાન નદીના મુખ પાસે મકાઉ ને હોંગકોંગ બેટ છે. મકાઉ ફિરંગીઓને, ને હોંગકોંગ અંગ્રેજ સરકારને તાબે છે.

મુખ્ય શેહેરો—ચીનની રાજધાની પેકીન પાહો નદી ઉ-પર, ને નાનકીન મોટું શેહેર યાંગત્સેક્યાંગ નદી ઉપર છે; તે-મજ કંતાન મોટું બંદર કંતાન નદી ઉપર છે.

લોકો તથા પેદાશ વગેરે—ચીનના લોકોને ચીના કેહેછે, તેઓ ઘણા ખબરદાર છે. ચીના લોકોનું મોટું પરાક્રમ એ છે કે તેઓએ ચીનની ઉત્તર તરફ એક મોટો કોટ ૧૫ થી ૩૦ ફુટ ઊંચો ને ૨૪ ફુટ પોહોળો બાંધ્યોછે, ને તે લાંબો ૧૪૦૦ માઇલ સુધી છે. ચીનમાં ચાહા ઘણીજ સારી થાયછે, ને બીજી પેદાશ રેશમ, ખાંડ, કોલસા, મખમલ, સાટીન વગેરે-નીછે. પૃથ્વી ઉપરના સઘળા દેશો કરતાં ચીન દેશમાં વસ્તી ઘણીજ છે.

(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન.)

ચીન દેશની ચારે બાજુએ શું શું આવ્યુંછે? ૨ ચીન દેશની મોટી મોટી નદીઓ બોલી જાઓ? ૩ યાંગત્સેક્યાંગ ને હોયાંગહો એ બે નદીઓ ક્યાંથી નીકળીને ક્યાં મળેછે? ૪ યાંગત્સેક્યાંગ એ કેવી નદી છે? ૫ યાંગત્સેક્યાંગ, હોયાં-ગહો, પાહો નદી, ને ચૂકયાંગ એ ચારે નદીનાં બીજાં ના-મ શું છે? ૬ પેકીનની નદી ને કંતાન નદી એ કયા સમુદ્રને

મળેછે? ૭ ચીનમાં સામુદ્રધુની કઈ આવીછે ને તે કોની કોની વચ્ચે છે ને કોને જોડેછે? ૮ ચીનના દક્ષિણે કયું અખાત આવ્યુંછે? ૯ ચીનમાં બેટો કયા કયા આવ્યાછે ને તે બધા ક્યાં ક્યાં છે? ૧૦ મકાઉ ને હોંગકોંગ એ બે બેટ કોના તાબામાં છે? ૧૧ ચીનની રાજધાની કઈ ને તે કઈ નદી ઉપર છે? ૧૨ યાંગત્સેકયાંગ નદી ઉપર કયું શેહેર છે ને કંતાન નદી ઉપર કયું બંદર છે? ૧૩ ચીના લોકોને શું કેહેછે? ૧૪ ચીના લોકો કેવા છે ને તેઓએ ચીનમાં શું મોટું કામ કીધું છે? ૧૫ ચીન દેશની મુખ્ય પેદાશ શું થાયછે? ૧૬ ચીન એ પૃથવી ઉપર કેવો દેશ છે?

## ટીબેટ. (૨).

**મર્યાદા**—ઉત્તરે ચીનાઈ તાતાર, પશ્ચિમે હિંદુકુશ પર્વત તથા પંજાબ પ્રાંત; દક્ષિણે હિંદુસ્તાન તથા બ્રહ્મદેશ; પૂર્વે ચીન દેશ છે.

**ભાગ**—ટીબેટના બે ભાગ થયલાછે—સ્વતંત્ર ટીબેટ, ને ચીનાઈ ટીબેટ.

**પર્વતો**—હિમાલય પર્વત ટીબેટ તથા હિંદુસ્તાન વચ્ચે છે, ને બીજો કવાનલુન પર્વત ટીબેટની ઉત્તર તરફ છે.

**નદીઓ**—સિંધુ એ નદી સ્વતંત્ર ટીબેટના પાહાડમાંથી નીકળીને હિંદુસ્તાનમાં આવી આર્બી સમુદ્રને મળેછે, ને બીજી સાન્પુ અથવા બ્રહ્મપુત્રા નદી ચીનાઈ ટીબેટના પાહાડમાંથી નીકળી હિંદુસ્તાનમાં આવીને બંગાળાના ઉપસાગરને

મળેછે. સામ્પુનુંજ નામ આગળ જતાં બ્રહ્મપુત્રા પડચું હોય એવું માલમ પડેછે.

સરોવર—ટેનગ્રિ, માનસરોવર, રાવણ-હૃદ, ને પાલટી.

મુખ્ય શેહેરો—લાડક અથવા લેહ સ્વતંત્ર ટીબેટની રાજધાની, ને લાસા ચીનાઈ ટીબેટની રાજધાની સામ્પુ ઉપર.

મુખ્ય પેદાશ—શાલો બનાવવાનું ઉન.

(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

ટીબેટ દેશની મર્યાદા બોલો? ૨ ટીબેટ દેશના કેટલા અને કયા કયા ભાગો થયલાછે? ૩ ટીબેટમાં પર્વતો કયા કયા આવ્યાછે? ૪ ટીબેટમા નદીઓ કઈ કઈ આવીછે? ૫ સિંધુ ને બ્રહ્મપુત્રા એ નદીઓ કયાંથી નીકળીને કોને મળેછે? ૬ સામ્પુને બ્રહ્મપુત્રા એ નદી એકજ કે જૂદી? ૭ ટીબેટમાં સરોવર કયાં કયાં આવ્યાછે? ૮ સ્વતંત્ર ટીબેટની રાજધાની કઈ? ૯ ચીનાઈ ટીબેટની રાજધાની કઈ ને તે કઈ નદી ઉપર છે? ૧૦ ટીબેટમાં મુખ્ય પેદાશ શું થાયછે?

## સીયામ. (૧૦).

મર્યાદા—સીયામની ઉત્તરે તથા પૂર્વે બ્રહ્મદેશ છે; પશ્ચિમે બંગાળાનો ઉપસાગર, ને દક્ષિણે સીયામનું અખાત છે.

લાઓસનો ઘણોએક ભાગ તથા મલાકાના કેટલાક બંડિઆ સંસ્થાન, ને સીયામ મળીને હાલનું સીયામ દેશ થયલુંછે.

નદીઓ—મીનામ નદી સીયામના અખાતને મળેછે.

સામુદ્રધુની—મલકાની સામુદ્રધુની મલાયા તથા સૂમાત્રા

બેટ વચ્ચે છે.

**અખાત**--સીયામનું અખાત સીયામની દક્ષિણે છે.

**દ્વીપકલ્પ**—મલાયાનો દ્વીપકલ્પ સીયામની દક્ષિણે છે.

**બેટો**—સૂમાત્રા, પીનાંગ, સિંગાપોર એ બેટો દક્ષિણ તરફ છે.

**ભૂશીર**—કેપ રોમાનીયા મલાયાની દક્ષિણે છે.

**સંયોગી ભૂમી**—ક્રોની સંયોગી ભૂમી સીયામ તથા મલાયા વચ્ચે છે.

**મુખ્ય શેહેર**—સીયામની રાજધાની બાંકોક, મીનામ નદી ઉપર છે.

**મુખ્ય પેદાશ**—સીયામના હસ્થી ઘણા સારા હોયછે.

## (પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

સીયામ દેશની ચારો બાજુએ શું શું આવ્યું છે? ૨ સીયામ દેશ કેમ થયલું છે? ૩ સીયામમાં નદી કઇ છે ને તે કોને મળે છે? ૪ મલાયા તથા સૂમાત્રા વચ્ચે કઈ સામુદ્રધુની છે? ૫ સીયામની દક્ષિણે કયું અખાત આવ્યુંછે? ૬ સીયામની દક્ષિણે કયો દ્વીપકલ્પ આવ્યો છે? ૭ સીયામની દક્ષિણ તરફ કયા કયા બેટો છે? ૮ મલાયાની દક્ષિણે કયો ભૂશીર આવ્યોછે? ૯ સીયામ તથા મલાયા વચ્ચે કઈ સંયોગી ભૂમી છે ? ૧૦ સીયામની રાજધાની કઈ ને તે કઈ નદી ઉપર છે? ૧૧ સીયામની મુખ્ય પેદાશ શું થાયછે?

## બ્રહ્મદેશ. (૨૨).

**મર્યાદા**—ઉત્તરે ટીબેટ તથા ચીન; પશ્ચિમે હિંદુસ્તાન

તથા બંગાળાનો ઉપસાગર; દક્ષિણે સીયામ તથા માર્ટાબાન-નું અખાત; પૂર્વે ટોનકિનનું અખાત તથા ચીનાઈ સમુદ્ર છે.

**ભાગ**—બ્રહ્મદેશના ૮ ભાગ કીધાછે.

**નદીઓ**—ઈરાવતી નદી બંગાળાના ઉપસાગરને મળેછે, ને મેકવાંગ અથવા કેમબોજા નદી ચીનાઈ સમુદ્રને મળેછે.

**અખાત**—માર્ટાબાનનું અખાત દક્ષિણે છે, ને ટોનકિન-નનું અખાત ઇશાન તરફ છે.

**ભૂશીર**—કેપ નીગ્રેઝ, બ્રહ્મદેશની નૈરૂત્યે છે.

**મુખ્ય શેહેરો**—આસામ, આરાકાન, પેગુ એ પ્રાંત અંગ્રેજ સરકારને તાબે છે. તેમાં મુખ્ય શેહેર રંગુન ઇરાવતી નદીને કાંઠે છે ને બીજું શેહેર આરાકાન છે. એ શિવાય બાકીનો મુલક બ્રહ્મદેશના રાજાને તાબે છે; તેમાં મુખ્ય શહેર અમરપુર ઇરાવતી નદી ઉપર છે.

**મુખ્ય પેદાશ**—સોનું રૂપું, કલાઇ, સીસુ વગેરે ધાતુની છે; તેમજ હાથીદાંત. અબનૂસ, સુખડ, સાગનાં લાકડાં વગેરેની નીપજ પણ ઘણી સારી થાયછે.

**(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).**

બ્રહ્મદેશની ચ.રે દીશાએ શું શું આવ્યુંછે? ૨ બ્રહ્મ દેશના કેટલા ભાગ કીધાછે? ૩ બ્રહ્મદેશમાં નદીઓ કઈ કઈ છે, ને તે બધી કોને મળેછે? ૪ બ્રહ્મદેશની દક્ષિણે તથા ઇશાન દિશાએ કયા કયા અખાતો છે? ૫ બ્રહ્મદેશની નૈરૂત્યે કયો ભૂશિર છે? ૬ બ્રહ્મદેશમાં અંગ્રેજ સરકારના તાબાનાં

ક્યાં ક્યાં શહેરો છે? ૭ એમાં બ્રહ્મદેશના ગાલના તાબાનાં ક્યાં ક્યાં શહેરો છે? ૮ બ્રહ્મદેશની રાજધાની કઈ, ને તે કઈ નદી ઉપર છે? ૯ બ્રહ્મદેશમાં મુખ્ય પેદાશ શાની થાયછે?

## હિંદુસ્તાન. (૨૨).

**મર્યાદા**—ઉત્તરે હિમાલય પર્વત તથા તેની પેલી તરફ ટીબેટ દેશ; પશ્ચિમે સુલેમાન પર્વત, સિંધુ નદી, તથા આર્બી સમુદ્ર; દક્ષિણે હિંદી માહાસાગર; પૂર્વે બ્રહ્મદેશ તથા બંગાળાનો ઉપસાગર.

**ભાગ**—હિંદુસ્તાનના ત્રણ ભાગ કર્યાછે-ઉત્તર હિંદુસ્તાન, મધ્ય હિંદુસ્તાન, ને દક્ષિણ હિંદુસ્તાન. ઉત્તર હિંદુસ્તાન હિમાલય પર્વત તથા શિવાલીક પાહાડની વચ્ચે છે; મધ્ય હિંદુસ્તાન શિવાલીક પાહાડ તથા નર્મદા નદી વચ્ચે છે; દક્ષિણ હિંદુસ્તાન નર્મદા નદીની દક્ષિણ તરફનો જે બધો ભાગ તે.

ઉત્તર હિંદુસ્તાનમાં કાશ્મિર, નેપાળ, ને બૂતાન એ ત્રણ પ્રાંતો છે. કાશ્મિરની રાજધાની કાશ્મિર તથા શ્રીનગર, નેપાળની ખટમેન્ડુ, ને બૂતાનની રાજધાની ટાસીસ્યુડન છે.

**મધ્ય** હિંદુસ્તાનમાં બંગાળા, બાહાર, અલાહાબાદ, અયોધ્યા, દીલ્હી, આગ્રા, પંજાબ, મુલતાન, રજપૂતસ્થાન, માળવા, ગુજરાત, કચ્છ, ને સિંધ પ્રાંતો છે. બંગાળાની રાજધાની કલકત્તા, બાહારની પટણા ને મોંગીર, અલાહાબાદની પ્રયાગ, અયોધ્યાની લખનો, દીલ્હીની દીલ્હી, આગ્રાની આગ્રા, પંજાબની લાહોર, મુલતાનની મુલતાન, રજપૂતસ્થાનની અજ-

મેર જેપુર ને ઉદેપૂર, માળવાની ઉજ્જન, ગુજરાતની અમદાવાદ કચ્છની ભુજ, ને સિંધની હૈદરાબાદ છે.

**દક્ષિણ** હિંદુસ્તાનમાં માહારાષ્ટ્ર, નિજામનું રાજ્ય, ઓઢીઆ, ઉત્તર સરકાર, મહિસૂર, મલબાર, ત્રાવણકોર, કર્ણાટક પ્રાંતો છે. માહારાષ્ટ્રની રાજધાની પુના. નિજામની હૈદરાબાદ. ઓઢીઆની કટક, ઉત્તર સરકારની મછલીપટ્ટણ, મહિસૂરની શ્રીરંગપટ્ટણ (શ્રીરંગપટ્ટણ આગળ ટીપુ સુલતાનની રાજધાની હતી), મલબારની કાનાનોર, ત્રાવણકોરની ત્રિવનદ્રમ, ને કર્ણાટકની રાજધાની આર્કાટ છે.

**રાજકીય ભાગ**—હિંદુસ્તાનના રાજકીય ભાગ પાંચ કીધા છે ને દરએકને ઈલાકો કેહેછે, તેનાં નામ-બંગાળા ઈલાકો, આગ્રા ઈલાકો, પંજાબ ઈલાકો, મુંબઈ ઈલાકો, ને મદ્રાસ ઈલાકો.

**ઈલાકાના પ્રાંતો**—બંગાળા ઈલાકામાં બંગાળા, બાહાર, ઓઢીઆ, આસામ, આરાકાન પ્રાંતો છે. આગ્રા ઈલાકામાં આગ્રા, પ્રયાગ, અયોધ્યા, રુઆબ પ્રાંતો છે. પંજાબ ઈલાકામાં પંજાબ, મુલતાન, સતલજ નદીના કાંઠાના સંસ્થાનો. અને દીલ્હી પ્રાંતો છે. મુંબઈ ઈલાકામાં સિંધ પ્રાંત, કચ્છ પ્રાંત. ગુજરાત પ્રાંત, માહારાષ્ટ્ર અને દક્ષિણ માહારાષ્ટ્ર પ્રાંતો છે. મદ્રાસ ઈલાકામાં તેલંગણ, ઉત્તર સરકાર, મહિસૂર, કર્ણાટક, બાલાઘાટ, કાનડા, મલબાર પ્રાંતો છે.

**ઈલાકાનાં મોટાં સેહેરો**—કલકત્તા, મુરશીદાબાદ, ઢા-

કા, શીરામપોર, ચંદ્રનગર, બાહાર, પટણા, મોંગોર, રાજમા-હાલ, ગયાજી, બક્ષર, કટક, જગન્નાથ વગેરે શેહેરો બંગાળા ઇલાકામાં છે. આગ્રા, પ્રયાગ, મીરજાપોર, ચૂનાર, કલંજર, કાનપોર, લખનૌ, કનોજ, ગોવાલિઅર, ફૈજાબાદ. હરદ્વાર, વગેરે શેહેરો આગ્રા ઇલાકામાં છે. લાહોર, મૂલતાન, અમૃતશર, અટક. લુધિઆના, દીલ્હી, મીરત, સરહીંદ, પાણીપત વગેરે શેહેરો પંજાબ ઇલાકામાં છે. શીકારપૂર. હેદ્રાબાદ. કરાંચી. અમદાવાદ. સુરત, ભરૂચ, થાણા, અહમદનગર. પુના, સતારા, સોલાપુર, બેલગામ, ધારવાડ, હોનાવર. રત્નાગીરી, ખંભાત, વડોદરૂં, કોલાપુર, સાવંતવાડી વગેરે શેહેરો મુંબઈ ઇલાકામાં છે. ને મદ્રાસ, મછલીપટ્ટણ, ચીતોર. ત્રિચનોપોલી, ટાલચરી, વીસાગા પાટણ, રાજમંદ્રી. વીજયનગર, પોન્ડીચરી. આર્કાટ, તંજાવર કાનાનોર, કેલીકટ, શ્રીરંગપટ્ટણ, ને ત્રિવનદ્રમ વગેરે શેહેરો મદ્રાસ ઇલાકામાં છે.

**નદીઓ**—સિંધુ. બ્રહ્મપુત્રા, ગંગા એ સૌથી મોટી નદી. બીજી નદીઓ ભાગીરથી, ગોગ્રા. શોણ, ચંબલ, જમના, ગોમતી, હુગલી, સતલજ, બીઆસ, રાવી, ચીનાબ. જહલમ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, માહા, ગોદાવરી, કૃષ્ણા. તુંગભદ્રા, ને કાવેરી છે. સિંધુ, સતલજ, જમના, ગંગા, બ્રહ્મપુત્રા એ નદીઓ હિમાલય પર્વતમાંથી નીકળી છે—તેમાં સિંધુ આરબી સમુદ્રને. સતલજ નદી સિંધુને, જમના નદી ગંગાને, ને ગંગા તથા બ્રહ્મપુત્રા એ નદીઓ બંગાળાના ઉપસાગરને મળે

છે. તાપી ને નર્મદા નદી સાતપૂડાના પર્વતમાંથી નીકળેછે, મહી નદી માળવાના પાહાડમાંથી નીકળેછે, ને સાબરમતી મહી કાંઠાના ઉત્તરના પાહાડમાંથી નીકળેછે ને ચારો ખંભાતના અખાતને મળેછે. ગોદાવરી, કૃષ્ણા, ને તુંગભદ્રા એ ત્રણ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળેછે—તેમાં ગોદાવરી ને કૃષ્ણા નદી બંગાળાના ઉપસાગરને, ને તુંગભદ્રા નદી કૃષ્ણા નદીને મળેછે.

**નદીની શાખાઓ**—સતલજ, બીઆસ, રાવી, ચીનાબ ને જહલમ એ સિંધુ નદીની શાખા એટલે સિંધુ નદીને મળનારીઓ; ને ગોગ્રા, શોણ, ચંબલ, જમના, ગોમતી હુગલી એ ગંગા નદીની શાખા એટલે ગંગા નદીને મળનારીઓ.

**પર્વતો**—હિમાલય પર્વત ઉત્તરે છે તે પાં૫ માઇલ ઉંચો છે. એ પર્વત પૃથ્વી ઉપર સૌથી ઉંચો કેહેવાયછે. શિવાલીક પાહાડ મધ્ય હિંદુસ્તાનમાં આવેલા પ્રાંતોની ઉત્તરે; વીંધ્યાચળ પર્વત નર્મદા નદીની ઉત્તર તરફ; સાતપૂડાનો પર્વત દક્ષિણમાં નર્મદા તથા તાપી નદી વચ્ચે છે; ને સહ્યાદ્રિ અથવા ઘાટ પર્વત દક્ષિણમાં માહારાષ્ટ્ર દેશમાં છે.

**બેટો**—સિંહલદ્વીપ અથવા લંકા બેટ દક્ષિણે છે, તથા નૈરુત્ય ખૂણે મલબાર કીનારે લક્ષદ્વીપ ને માલદ્વીપ બેટો છે; તે શિવાય પાકની સામુદ્રધુની તથા માનારના અખાત વચ્ચે રામેશ્વર તથા માનારનો બેટ છે; ને પૂર્વે બંગાળાના ઉપસાગરમાં નીકોબાર તથા આન્ડામાન બેટો છે.

**અખાત** તથા ઉપસાગર—કચ્છનું અખાત, ખંભાતનું અખાત પશ્ચિમ તરફ છે; માનારનું અખાત દક્ષિણે છે; બંગાળાનો ઉપસાગર પૂર્વ તરફ છે.

**ભૂશીરો**—કેપ કન્યાકુમારી તથા દીવ ભૂશીર દક્ષિણે છે.

**સામુદ્રધુની**—પાકની સામુદ્રધુની હિંદુસ્તાન તથા સિંહલદ્વિપ વચ્ચે છે, ને તે માનારનું અખાત તથા બંગાળાના ઉપસાગરને જોડે છે.

**દ્વીપકલ્પ**—એમાં હિંદુસ્તાન એ જાતેજ દ્વીપકલ્પ છે તે બંગાળાનો ઉપસાગર તથા આરબી સમુદ્ર વચ્ચે આવેલો છે. બીજો દ્વીપકલ્પ ગુજરાતના પેટાનો પશ્ચિમ તરફનો ભાગ તે કાઠિયાવાડ દ્વીપકલ્પ છે, તેની આસપાસ કચ્છના તથા ખંભાતના અખાતનું ને આરબી સમુદ્રનું પાણી છે.

**દેશી રાજ્યો**—કાશ્મિર, નેપાલ, ને ભૂતાન એ હિંદુસ્તાનમાં સ્વતંત્ર દેશી રાજ્યો છે, તે શિવાય સીકીમ, નીજામ, માઇસૂર, કોચીન, ત્રાવણકોર વગેરેનાં બીજાં દેશી રાજ્યો છે.

**ખેવડાં નામ**—હિંદુસ્તાનને ભરતખંડ, સિંહલદ્વિપને સીલોન અથવા લંકા. દક્ષિણ હિંદુસ્તાનને દેક્કણ કે દક્ષિણ, કાશીને બનારસ, સિંધુને અટક અથવા ઇનડસ નદી, રાજમાહાલને અકબરાબાદ, સહ્યાદ્રિને ઘાટ પર્વત, નર્મદાને રેવા નદી. કેપ કોમોરીન ને કેપ કન્યા કુમારી, ઓઢીઆને ઓરીસા, જગન્નાથને પુરી, જમનાને યમુના, ને ગંગાને કોઇ ભાગીરથી નદી કહે છે.

**રાજધાની**—હિંદુસ્તાનની કલકત્તા, મદ્રાસ, ને મુંબઈ; શીખ લોકોની અમૃતસર; વિક્રમ રાજાની ઉજ્જન; મોગલ લોકોની દીલ્હી; રાજપુતાઓની કનોજ, ને ગોવાલીઅર; મારવાડની જોદ્ધપુર; મેવાડની ઉદેપુર; હોલકરની ઇનદોર; ખાનદેશની ધુળીઆ; બીરારના રાજાની નાગપુર; માહારાષ્ટ્ર અથવા પેશવાની પુના; તેલંગણની વરંગુળ; નીજામની હેદ્રાબાદ; ફિરંગી લોકોની ગોવા; ઉત્તર કેનેડાની હનાવર; ફ્રેન્ચ લોકોની પન્ડીચરી; કાઠિઆવાડની રાજકોટ; ને ગાએકવાડની વડોદરૂ છે.

**તીર્થનાં ઠેકાણું**—ઉત્તરે બદ્રિનાથજી, પુર્વે જગન્નાથજી, દક્ષિણે રામેશ્વર, પશ્ચિમે દ્વારકા. એ શિવાય કાશી, કેદારનાથ, હરદ્વાર, ગયાજી, પ્રયાગ, ગોકુળ, મથુરાં, વંદરાવન, શ્રીનાથજી વગેરે બીજાં જાત્રાના ઠેકાણાં છે.

**પ્રખ્યાતી**—કાશ્મિર શાલને વાસ્તે; માળવા અફીણ; બરાનપોર સેલારસ; થાણા બાટાઆં; પેઠણ પાઘડી; નાગપોર ધોતીઆં; મુર્શિદાબાદ, ને ઢાકા વેપારના કારખાનાં; ઓરીસા, ને ગોવાલકોંડા હીરા; મછલીપટ્ટણ મલમલ; ને મલબાર લાકડાં તથા મરીને વાસ્તે પ્રખ્યાત છે.

**મુખ્ય પેદાશ**—ખાંડ, કપાસ, ગળી, રેશમ, હાથીદાંત, અફીણ, સુરોખાર, મોખા, શાલો બનાવવાનું ઉન, હીરા, સાગનાં લાકડાં વગેરે.

**લંબાઈ પોહોળાઈ**—હિંદુસ્તાન દેશ લાંબો ૧૮૯૦ માઇલ, પોહ.ળો ૧૯૦૦ માઇલ, ક્ષેત્રફળ ૧૬,૧૮,૯૦૦ ચો-

રસ માઇલ.ને વસ્તી આસરે ૨૦,૪૭,૦૪૦૦૦ માણસની છે.

બોદ્ધો—હિંદુસ્તાનના લોકોને હિંદુ કેહેછે.

(પરિક્ષાને વાસ્તે પ્રશ્ન).

હિંદુસ્તાનની મર્યાદા બોલી જાઓ? ૨ હિંદુસ્તાનના કેટલા ભાગ કીધા છે ને તે કયા કયા? ૩ ઉત્તર તથા મધ્ય હિંદુસ્તાન શાની શાની વચ્ચે છે? ૪ દક્ષિણ હિંદુસ્તાન ક્યાં છે? ૫ ઉત્તર હિંદુસ્તાનમાં કયા કયા પ્રાંતો આવ્યા છે? ૬ ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા પ્રાંતોના રાજધાની બોલો? ૭ મધ્ય હિંદુસ્તાનમાં કયા કયા પ્રાંતો આવ્યા છે? ૮ મધ્ય હિંદુસ્તાનમાં આવેલા પ્રાંતોની રાજધાની બોલો? ૯ દક્ષિણ હિંદુસ્તાનમાં કયા કયા પ્રાંતો આવ્યા છે? ૧૦ દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલા પ્રાંતોની રાજધાની બોલો? ૧૧ હિંદુસ્તાનના રાજકીય ભાગો કેટલા કીધા છે ને તે કયા કયા, ને દર એકને શું કેહે છે? ૧૨ બંગાળા ઇલાકો, આગ્રા ઇલાકો, પંજાબ ઇલાકો. મુંબાઈ ઇલાકો, ને મદ્રાસ ઇલાકો એ પાંચે ઇલાકામાં કયા કયા પ્રાંતો આવ્યા છે? ૧૩ એ પાંચે ઇલાકાના પ્રાંતોના મોટાં મોટાં શેહેરો બોલી જાઓ? ૧૪ હિંદુસ્તાનની તમામ મોટી મોટી નદીઓ બોલો. ને તે ક્યાંથી નીકળીને કોને મળે છે તે પણ કેહો? ૧૫ સિંધુ તથા ગંગાનદીની શાખાઓ બોલો! ૧૬ હિંદુસ્તાનના પર્વતો બોલી જાઓ, ને તે ક્યાં ક્યાં છે તે પણ કોહો? ૧૭ હિમાલય એ કેવો પર્વત છે ને તે કેટલો ઊંચો છે? ૧૮. હિંદુસ્તાનના બેટો બોલો ને તે બધા ક્યાં ક્યાં

આવેના છે? ૧૯ હિંદુસ્તાનની પશ્ચિમે તથા દક્ષિણે કયા અખાતો આવેલા છે હિંદુસ્તાનની પૂર્વે કયો ઉપસાગર છે? ૨૦ હિંદુસ્તાનમાં ભૂશીરો કયા કયા આવ્યા છે? ૨૧ પાકની શામુદ્રધુની કોની કોની વચ્ચે છે ને તે કોને કોને જોડે છે? ૨૨ હિંદુસ્તાનના દ્વીપકલ્પ બોલી જાઓ? ૨૩ હિંદુસ્તાનમાં સ્વતંત્ર દેશી રાજ્યો છે તે બોલો? ૨૪ બીજા કેટલાક મોટાં મોટાં દેશી રાજ્યો છે તે બોલો? ૨૫ હિંદુસ્તાન, સિંહલદ્વિપ, દક્ષિણ હિંદુસ્તાન, કાશી, સિંધુ, રાજમાહાલ, સહ્યાદ્રિ, નર્મદા, કેપ કામોરાન, ઓટાઆ, જગન્નાથ, જમના, ગંગા એનાં બીજાં નામ શું છે? ૨૬ હિંદુસ્તાનની, શીખ લોકોની, વિક્રમ રાજાની, મોગલની, સિંધીઆની, મારવાડની, મેવાડની, હોલકરની, ખાનદેશની, બીરારના રાજાની, માહારાષ્ટ્ર અથવા પેશવાની, તેલંગણની, નીજામની, ફિરંગી લોકોની, ઉત્તર કેનેડાની, ફ્રેન્ચ લોકોની, કાઠિઆવાડની, ને ગાયકવાડની રાજધાની કઈ કઈ? ૨૭ હિંદુસ્તાનમાં તીર્થનાં ઠેકાણાં કયા કયા આવ્યાં છે? ૨૮ કાશ્મિર, માળવા, બ્રાનપોર, થાણા, પૈઠણ, નાગપોર, મુર્શિદાબાદ ઢાકા, ઓરીસા, ગોવલકોંડા, મછલીપટ્ટણ, ને મલબાર એ બધાં શાને વાસ્તે નામીચાં છે? ૨૯ હિંદુસ્તાનની મુખ્ય પેદાશ શું થાય છે? ૩૦ હિંદુસ્તાનની લંબાઈ પોહોળાઈ તથા ક્ષેત્રફળ, ને વસ્તી કેટલી છે તે કહો? ૩૧ હિંદુસ્તાનના લોકોને શું કેહે છે?

---

## કેટલાક પરિક્ષામાં પુછવાના પ્રશ્નો.

૧ એશિઆ ખંડની સૌથી મોટી પાંચ નદીઓ કોમો? ૨ એશિઆ ખંડના સૌથી મોટા પાંચ શેહેરો કોણ? ૩ એશિઆ ખંડના સૌથી મોટા પાંચ પર્વતોનાં નામ દો? ૪ એશિઆ ખંડમાં મોતી તથા હીરા ક્યાં ક્યાં પાકેછે? ૫ રૂશિઆ તથા ચાનાઈ તાતાર વચ્ચે કયો પર્વતછે? ૬ સિંધુ તથા ગંગા નદીની બધી શાખાઓ કયા કયા સમુદ્રને મળેછે? ૭ કાસ્પિઅન સમુદ્રમાં કઈ નદી મળેછે ને તે ક્યાંથી નીકળેછે? ૮ અફગાનીસ્તાન તથા હિંદુસ્તાન વચ્ચે કઈ મોટી નદી તથા પર્વત આવેલોછે? ૯ એશિઆ ખંડમાં સોનું, રૂપું, ત્રાંબુ, તથા ઉનની પેદાશ કયા દેશમાં થાયછે? ૧૦ હિંદી મહાસાગરમાં કયા કયા બેટો આવ્યાછે? ૧૧ મુંબઈથી સુએઝની સંયોગભૂમી આગળ જવું હોય તો વચમાં કઈ મોટી સામુદ્રધુની આવે? ૧૨ મુંબઈથી જફ્સલમ જવું હોય તો વચમાં કયા કયા સમુદ્ર આવે? ૧૩ કરાંચીથી કલકત્તે આગબોટમાં બેસીને આવતાં વચમાં કયા કયા સમુદ્ર આવે? ૧૪ હિંદુસ્તાનથી રૂશિઆમાં જતાં વચમાં કયા કયા દેશો આવે? ૧૫ પંજાબ ને દુઆબ એ નામ શાથી પડેલાંછે? ૧૬ લંકામાં મોટું શેહેર કયું આવેલુંછે?

# યુરોપ ખંડ.

યુરોપ ખંડ એ પૃથ્વીના જૂના માહાદ્વીપમાં છે તે એશિઆની પશ્ચિમે ને એફ્રિકાની ઉત્તરે છે. યુરોપખંડની લંબાઇ ૩૦૦૦ માઇલ, પોહોળાઇ ૨૪૦૦ માઇલ, ક્ષેત્રફળ ૩૮,૩૦૦૦૦ ચોરસ માઇલ,ને વસ્તી આસરે ૩૦,૧૯,૦૦૦૦૦માણસની છે.

**મર્યાદા**—ઉત્તરે ઉત્તર માહાસાગર; પશ્ચિમ આટલાન્ટિક માહાસાગર; દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર, આર્કિપેલગો, માર્મોરાનો સમુદ્ર, કાળો સમુદ્ર, અને કાકાસસ પર્વત; અને પૂર્વે કાસ્પિઅન સમુદ્ર, યુરલ નદી, તથા યુરલ પર્વત છે.

**દેશો તથા તેની રાજધાની**—યુરોપ ખંડમાં ૧૯ દેશો છે, તેનાં નામ તથા રાજધાની નીચે મુજબ.

| | | |
|---|---|---|
| ૧ **ઇંગ્લંડ.** | રાજધાની લંડન, | ટેમ્સ નદી ઉપર. |
| ૨ **સ્કોટલંડ.** | એડીનબર, | ફોર્થ નદી આગળ. |
| ૩ **આયર્લંડ.** | ડબ્લિન, | લીફી નદી ઉપર. |
| ૪ **ફ્રાન્સ.** | પેરિસ, | સીન નદી ઉપર. |
| ૫ **સ્પેન.** | માદ્રિડ, | માઝનારીસ નદી ઉપર. |
| ૬ **પોર્ટુગલ** | લીસબોન, | ટેગસ નદી ઉપર. |
| ૭ **બેલજયમ** | બ્રૂસેલ્સ, | સેન નદી ઉપર. |
| ૮ **હોલંડ.** | આમસ્ટેરડામ, | વાઇ નદી ઉપર. |
| ૯ **જર્મની.** | ફ્રેંકફોર્ટ, | મેન નદી ઉપર. |
| ૧૦ **ડેનમાર્ક** | કોપેનહેગેન, | ઝીલાન્ડ ટાપુમાં. |

૧૧ નોર્વે ક્રિસ્તિઆના, ક્રિસ્તિઆના ઉપસાગરમાં.
૧૨ સ્વીડન સ્ટોકહોમ, મીલર સરોવર ઉપર.
૧૩ રૂશિઆ સેન્ટપીટર્સબર્ગ નીવા નદી ઉપર.
૧૪ પ્રુશિઆ બર્લિન, સ્પ્રી નદી ઉપર
૧૫ ઓસ્ટ્રિઆ વિયના, ડાન્યૂબ નદી ઉપર.
૧૬ સ્વીતઝર્લંડ બર્ન, આર નદી ઉપર.
૧૭ ઈટાલી રોમ, ટાઇબર નદી ઉપર.
૧૮ તુર્કસ્તાન કોન્સ્ટેન્ટિનોપલ, કોન્સ્ટેન્ટિનોપલની સામુદ્રધુની ઉપર
૧૯ ગ્રીસ એથેન્સ, એજીના અખાતની પાસે.

**યુરોપ ખંડના મોટા મોટા સમુદ્ર** શ્વેત સમુદ્ર, રૂશિઆના ઉત્તરે; બાલ્ટિક સમુદ્ર રૂશિઆની પશ્ચિમે; કાળો સમુદ્ર, ને આઝોફનો સમુદ્ર રૂશિઆની દક્ષિણે; જર્મન સમુદ્ર ગ્રેટબ્રિટનની પૂર્વે; આયરિશ સમુદ્ર ગ્રેટબ્રિટનની પશ્ચિમે; આડ્રિઆટીક સમુદ્ર ઈટાલીની પૂર્વે; આર્કીપેલેગો, ગ્રીસની પૂર્વે; ઇંગ્લિશ ખાડી ઇગ્લંડની દક્ષિણે; ભૂમધ્ય સમુદ્ર, યુરોપની દક્ષિણે; મારમોરાનો સમુદ્ર, યુરોપના તુર્કસ્તાન તથા એશિઆના તુર્કસ્તાનની વચ્ચે છે.

**મોટા મોટા ભૂશીરો**—ઉત્તર ભૂશીર, નોર્વેની ઉત્તરે. કેપનેઝ, નોર્વેની દક્ષિણે. સ્કા ભૂશીર, ડેન્માર્કની ઉત્તરે. ડનકન્સબેહેડ, સ્કોટલંડની ઉત્તરે. કેપ ક્લિઅર આયર્લંડની દક્ષિણે. કેપ લેન્ડસએન્ડ, ઈંગ્લંડના નૈરૃત્ય ખૂણામાં. કેપ લેહોગ, ફ્રાન્સના

વાયવ્ય ખૂણામાં. કેપ ઓરટીગલ ને કેપ ફિનીસ્ટર, સ્પેનના વાયવ્ય ખૂણામાં. કેપ સેન્ટવિનસેન્ટ, પોર્ટુગલના નૈરૂત્ય ખૂણામાં. કેપ સ્પાર્ટીવેન્ટો, ઇટાલીની દક્ષિણે. કેપ માટાપાન ગ્રીસની દક્ષિણે.

**મોટી મોટી નદીઓ**-વોલગા, ડોન. નીપર, એ ત્રણ નદી રૂશિઆમાં છે. ડાન્યુબ નદી, જર્મની ઓસ્ત્રીઆ ને તુર્કસ્તાનમાં છે. રાહન નદી, સ્વીતઝર્લેન્ડ જર્મની ને હોલંડમાં છે. એલ્બ નદી જર્મનીમાં છે. ટેગસ અને ડુરો નદી, સ્પેન તથા પોર્ટુગલમાં છે. ઇબ્રો નદી સ્પેનમાં છે. લુઆર. ગારોન. સીન, રોન એ ચાર નદી ફ્રાન્સમાં છે. ટેમ્સ નદી ઇંગ્લાંડમાં છે. ઓડર અને વિસ્ચુલા, એ બે નદી પ્રુશિઆમાં છે. તેમ પો અને ટાઇબર એ બે નદી ઇટાલીમાં છે.

**મોટા મોટા પર્વતો**—આલ્પ્સ પર્વત, સ્વીતઝર્લંડમાં ઇટાલીના ઉત્તરે છે-જેના શીખરનો ભાગ બ્લાન્ક પર્વત એ સૌથી ઊંચો છે. એપીનાઇન્સ પર્વત, ઇટાલીમાં છે. પીરીનાઇઝ, ફ્રાન્સ અને સ્પેન વચ્ચે છે. હેમસ અથવા બેલકન પર્વત તુર્કસ્તાનમાં છે. કારપેથિઅન પર્વત, ઓસ્ત્રિઆમાં છે. ડોફ્રીન અથવા ડોફ્રેફીલ્ડ પર્વત નોર્વેમાં છે. કોલન પર્વત, નોર્વે અને સ્વીડન વચ્ચે છે. યુરલ પર્વત રૂશિઆની પૂર્વે છે. તેમ બેનનેવીસ પર્વત સ્કોટલંડમાં, તથા ચીવિઅટ પાહાડ ઈંગ્લંડમાં છે.

**દ્વીપકલ્પ**-જટલંડ દ્વીપકલ્પ, ડેનમાર્કમાં; મોરીઆનો, ગ્રીસમાં; અને ક્રિમીઆનો દ્વીપકલ્પ રૂશિઆમાં દક્ષીણે છે. તેમ ઇટાલી, સ્પેન, અને પોર્ટુગલ, એ પણ દ્વીપકલ્પ જેવા ગણાય છે.

**સંયોગી ભૂમી**-યુરોપ ખંડમાં કોરીન્થ, અને પેરીકોપ, એ બે સંયોગી ભૂમી જાણવા લાયકછે. કોરીન્થની, ગ્રીસ તથા મોરીઆને સાંધેછે;ને પેરીકોપની ક્રિમીઆ તથા રૂશિઆને સાંધેછે.

**સામુદ્રધુની**—વેગેટઝની સામુદ્રધુની રૂશિઆ તથા નોવાઝેમબલા વચ્ચે છે. સાઉન્ડની, સ્વીડન તથા ઝીલાંડ ટાપુ વચ્ચે છે. ગ્રેટબેલ્ટ, ઝીલાંડ તથા ફ્યુનન વચ્ચે છે. લીટલ બેલ્ટ ફ્યુનન તથા સ્લેસવીગ વચ્ચેછે. તેમ ડોવરની સામુદ્રધુની જર્મન સમુદ્ર તથા ઇંગ્લિશ ચાનલને સાંધેછે. જીબ્રાલટરની, આટલાન્ટીક અને ભૂમધ્ય સમુદ્રને સાંધેછે. બોનીફેસીઓ, કોર્સીકા તથા સારડીનિઆ વચ્ચે છે. મેસીના, ઇટાલી તથા સીસીલી વચ્ચે છે. ડારડેનલ્સ, આર્કિપેલગો અને માર્મોરાના સમુદ્રને સાંધેછે. કોન્સ્ટેન્ટીનોપલ, માર્મોરા તથા કાળા સમુદ્રને સાંધેછે.તેમ કાળો સમુદ્ર અને આઝોફના સમુદ્રને એનીકલની સામુદ્રધુની સાંધે છે.

**અખાત તથા ઉપસાગર**-રીગા અને ફીનલંડનું અખાત રૂશિઆની પશ્ચિમે. બોથનીઆનું અખાત રૂશિઆ તથા સ્વીડન વચ્ચે છે. લાયોન્સનું અખાત,ફ્રાન્સની ઉત્તરે. જીનોઆનું અખાત ઇટાલીના વાયવ્ય ખૂણા તરફ. ટારન્ટોનું અખાત ઇટાલીની દક્ષિણે. વેનીસનું અખાત ઇટાલીની પૂર્વે છે, અને બીસ્કેનો ઉપસાગર ફ્રાન્સની પશ્ચિમે છે.

**બેટો**-ઉત્તર માહાસાગરમાં નોવાઝેમબલા, અને સ્પીટ્ઝબર્જન. આટલાન્ટિક માહાસાગરમાં આઇસલંડ, ગ્રેટબ્રિટન,

આયરલંડ, આઝોર્સ, અને આર્કની બેટો. કેટિગાટમાં ઝીલાંડ, ફ્યુનન, અને લાલન. બાલ્ટિક સમુદ્રમાં ઓલંડ, ગોથલંડ, અને ઓાઇસલ. ભૂમધ્ય સમુદ્રમાં મેજાર્કા, મીનોર્કા, આઇવીસા, કોર્સીકા, સારડીનિઆ, સીસીલી, માલ્ટા, કાન્ડિઆ, અને આયોનીઅન બેટો છે. તેમ આર્કિપેલગોમાં નીગ્રોપોન્ટ, અને સાઇકલેડસ એવા બે બેટો છે.

સરોવર-લેડોગા અને ઓનીગા એ બે સરોવર રૂશિઆમાં છે. વેનર, વેટર, અને મીલર સરોવર સ્વીડનમાં છે. જીનીવા સરોવર, સ્વીતઝર્લંડમાં છે. કોન્સ્ટન્સ સરોવર, જર્મની તથા સ્વીતઝર્લન્ડ વચ્ચે છે.

## (છોકરાઓની પરિક્ષાના સવાલ).

૧. ગ્રેટ બ્રિટન ક્યાં છે, તે કેટલા દેશ મળીને થયલું છે, અને ત્યાં વસનારા લોકો કેવા કહેવાય છે?

૨. ગ્રેટ બ્રિટનમાં અંગ્રેજ લોકનું સ્વદેશ કયું, તે કઇ નદી ઉપર છે, અને ગુજરાતીમાં લોકો તેને શું કહેછે તથા તે કેહેવું શેહેર છે?

૩. સુરતથી વિલાયત જવું હોય તો શી રીતે જવાય? એટલે કયા કયા દેશો, બંદરો, તથા સમુદ્રમાં થઇને જઇએ તે બોલી જાઓ?

૪. યુરોપ ખંડમાં વેપારનાં મોટાં મોટાં બંદરો કયા અને ક્યાં છે તે બોલો?

૫. મોટા મોટા વિદ્યાલય કયા અને ક્યાંછે તે બોલો?

૬. યુરોપ ખંડમાં જ્વાળામુખી પર્વતો કેટલા, અને તે બધા ક્યાંછે તેનાં નામ દો?

૭. યુરોપ ખંડમાં સૌથી મોટી નદી કઇ, સૌથી મોટો પર્વત કયો, અને સૌથી મોટું દેશ કયું?

૮. યુરોપ ખંડના સૌથી મોટા પાંચ પર્વતોનાં નામ દો?

૯. યુરોપ ખંડની સૌથી મોટી પાંચ નદીઓ બોલો, ને તે ક્યાંથી નીકળીને કોને મળેછે તે પણ કહો ?

૧૦. યુરોપ ખંડના સૌથી મોટા પાંચ શેહેરોનાં નામ દો ?

૧૧. યુરોપ ખંડના મોટા જાણવા લાયક કીલા હોય તે બોલી જાઓ ?

૧૨. વ્હિના, પોલંડ, વાર્સા, હંગારી, લેપલંડ, શેવર્ન, શાનન, મોસ્કો, ટોત્તીકો, મોમબલા, કેટિગેટ, કેરો, જરૂસલેમ, મોથર્નાઆ, કલિઅર એ બધા શું છે ને કયાં છે ?

૧૩. સેન્ટ હેલીના, મેદાગાસ્કર, કેલીફોરનીઆ, એલેકઝાનદ્રિઆ. કોમોરીન, મીલાન, મીલર, જીનોઆ, જીનીવા, ગોટનબર્ગ, ગુડ હોપ, સ્કેગર રેક, ફિનીસ્ટર, સેડા, અને કોરીન્થ એ બધા શું છે ને કયાં છે ?

૧૪. બ્યુડા, યોર્ક, બીનારસ, ડેમાસકસ, ન્યુયોર્ક, એમાઝાન, મેન નેવીસ, ફોર્થ, ઓલિમપસ, ચૂકચાંગ, કાન્ડિઆ, માટાપાન, રોટરડમ, ક્રિમીઆ, ફ્યુનન, આર્કની, ટોરન્ટો, અને ઇજીના એ બધા શું છે ને કયાં છે ?

૧૫. આદ્રિઆટીક સમુદ્ર, તથા જર્મન સમુદ્ર, અને

એલેકઝાનદ્રિઆ બંદર, એ ત્રણને વાસ્તે બીજાં નામ શું છે ?

૧૬. સેન્ટ પીટર્સબર્ગ, કોન્સ્ટેન્ટીનોપલ, અને એલેક-ઝાનદ્રિઆ એ શેહેરો કોણે વસાવ્યાં ?

૧૭. કાળો સમુદ્ર, અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે કયો પર્વત છે ? તેમ બીસકેના ઉપસાગર અને ભૂમધ્યસમુદ્ર વચ્ચે કયો પર્વત છે? ગ્રેટબ્રિટન અને આયરલન્ડ વચ્ચે કયો સમુદ્ર છે ? તથા જર્મન સમુદ્રને ઇંગ્લિશ ચેનાલ શાથી જોડાયા છે ?

૧૮. કેપ સેન્ટવીનસેન્ટથી નોર્વેમાં જતાં વચમાં કયા કયા સમુદ્ર આવે ? સેન્ટપીટર્સબર્ગથી તુર્કસ્તાન શી રીતે જવાય? અને લીસબોનથી રોમ શી રીતે અવાય ?

૧૯. પારીનાઇઝ, આલપ્સ, એપીનાઇન્સ, કારપેથિ-અન, અને યુરલ એ પર્વતોમાંથી કઈ કઈ નદીઓ નીકળે છે ?

૨૦. મર્સી, ડોન, પો, ડ્યુના, રોન, અને સીન એ ન-દીઓ કયા કયા સમુદ્રને મળે છે ?

૨૧. આટલાન્ટિક માહાસાગર. બીસકેનો ઉપસાગર, બાલ્ટિક સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, જર્મન સમુદ્ર, કાળો સમુદ્ર, અને કાસ્પિઅન સમુદ્ર, એમાં કઈ કઈ નદીઓ મળે છે ?

૨૨. ટાઇન, મર્સી, લોયર, ગયારોન, રાઇન, ટેગસ, ડ-ચો, ડુરો, એલ્બ, ડ્યુના, મોસ્કો, વોલ્ગા, નીપર, વીશ્ચુલા, પો, ને આરનો એ નદીઓ ઉપર કયાં શેહેરો આવ્યાં છે ?

૨૩. બર્મીંગામ, પોર્ટસ માઉથ, પ્લાઈ માઉથ, સ્ટ્રેટ ફોર્ડ, હેસ્ટિંગ્સ, ડંડી, પેસ્લી, સ્ટરલિંગ, સ્ટ્રેસબર્ગ, નોરમંડી, આ-

ન્ટવર્પ, ઘેન્ટ, બ્રેમેન, બ્રન્સવીક, કાર્લસ્ક્રોના, પ્રેસબર્ગ, ફ્રેંક-ફ્ર્ટ, પ્રેગ, સ્ટગહોર્ન, પાલર્મો, નેપલ્સ, આદ્રિઆનોપલ એ બધાં શું છે ને ક્યાં છે?

૨૪. ન્યુકેસ્ટલ, માન્ચેસ્ટર, શેફિલ્ડ, લીડઝ, ડરબાઇ, નોટિંઘામ, બેલફાસ્ટ, નાન્ટસ, લાયોન્સ, ઓપોર્ટો, લીએજ, હેગ, એલસીનોર, આસ્ત્રાકાન, ટ્યુરીન, અને ફ્લોરેન્સ એ શેહેરો ક્યાં છે?

૨૫. ન્યુકેસ્ટલ, માન્ચેસ્ટર, શેફિલ્ડ, લીડઝ, ડરબાઇ, નોટિંઘામ, બેલફાસ્ટ, લાયોન્સ, ઓપોર્ટો, બ્રૂસેલ્સ, લીએજ, હેગ, એલશીનોર, ડાન્ટઝીક, વાર્સા, મોસ્કો, જીનીવા, ફ્લોરેન્સ, હેકલા, હંગારી, નેપલ્સ, એ બધાં શાને વાસ્તે નામીચાં છે?

૨૬. યુરોપ ખંડમાં સૌથી મોટો પાહાડી દેશ કયો, તથા એ ખંડમાં ધાતુઓ કયા કયા દેશમાંથી નીકળેછે?

૨૭. હવે બોલો કહી જાઓ યુરોપ ખંડની ચારો દિશાએ કયા કયા દેશો આવેલા છે, ને મધ્યે કયા કયા દેશો છે?

---

## (સવાલના જવાબ).

૧. ગ્રેટબ્રિટન યુરોપ ખંડની પશ્ચિમ દિશા તરફ છે તે ઇંગ્લંડ, સ્કોટલંડ, ને વેલ્સ મળીને થયલુંછે. ત્યાંના લોકો ઇંગ્લિશ અથવા અંગ્રેજ કેહેવાયછે.

૨. ગ્રેટબ્રિટનમાં અંગ્રેજોનું સ્વદેશ લંડન શેહેર. ટેમ્સ નદી ઉપર આવેલું છે-તેને લોકો વિલાયત કરીને કેહેછે, એ યુરોપ ખંડમાં સૌથી મોટું શેહેર છે.

૩. સુરતથી વિલાયત જવું હોય તો પેહેલાં મુંબઈ જવું, ત્યાંથી નીકળીને આર્બો સમુદ્રમાં; પછી એડન; પછી બાબેલ માંડવની સામુદ્રધુનીમાં થઈને રાતા સમુદ્રમાં; પછી સૂયેઝની કેનાલ (સામુદ્રધુનીમાં); પછી કેરો શેહેરમાં; પછી શીકંદરીઆ બંદરમાં; પછી ભૂમધ્ય સમુદ્ર; પછી માલ્ટા બેટ; પછી જીબ્રાલટરની સામુદ્રધુની; પછી ઓપોર્ટો બંદર; પછી બીસકેના ઉપસાગરમાંથી ઈંગ્લિશ ચેનાલમાં થઈને પાધરાદોર લંડન ઉતરી પડવું.

૪. લીવરપૂલ, હલ, બોસ્ટન, અને બ્રિસ્ટલ એ ચાર બંદર ઇંગ્લાંડમાં છે. લીથ અને ગ્રીનોક, એ બે બંદરો સ્કોટલંડમાં છે. વાટરફોર્ડ, લીમરીક, અને લંડરરી એ ત્રણ બંદર આયરલંડમાં છે. માર્સેલ્સ, તુલોન, અને કેલેઝ એ ત્રણ ફ્રાન્સમાં છે. બાર્સીલોના, કેડીઝ, વાલેનશીઆ, અને કોર્નો એ ચાર સ્પેનમાં છે. ફેરો બંદર પોર્ટુગલમાં છે. હમ્બર્ગ, બ્રેમેન, લ્યુબેક, અને ડ્રેસડેન એ બંદરો જર્મનીમાં છે. રીગા, આર્ખેન્જલ, અને ઓડેસા એ બંદરો રૂશિઆમાં છે. ડાન્ટઝીક અને સ્ટ્રાલસંડ, એ બે પ્રુશિઆમાં છે. ટ્રિએસ્ટ બંદર આસ્ટ્રીઆમાં છે. મેસીના, અને વેનીસ, એ બે ઇટાલીમાં છે. તેમ નેપલીઆ બંદર ગ્રીસમાં છે.

૫–કેમબ્રિડ્જ ને ઓક્સફર્ડ એ બે વિદ્યાલય ઇંગ્લાંડમાં છે. આબરડીન, સેન્ટ એન્ડ્રુસ, ગ્લાસગો, અને એડીનબર એ ચાર સ્કોટલંડમાં છે. બેલફાસ્ટ ને ડબ્લિન, એ બે

આયરલંડમાં છે. સાલામાંકા, સ્પેનમાં છે. કોઇમબ્રા, પોર્ટુગલમાં છે. લંડન, ગ્રોનીનજન, હોલંડમાં છે. લીપસીક, જેના, ગોટીનજન, જર્મનીમાં છે. અપસલ, સ્વીડનમાં છે. હાલ, પ્રુશિઆમાં છે. ઇન્સબ્રુક, આશ્ટ્રિઆમાં છે. અને પાડુઆ એ ઇટાલીમાં વિદ્યાલય છે.

૬. એ ખંડમાં જ્વાળા મુખી પર્વત ત્રણ છે, તેનાં નામ—વેસુવિઅસ, એતના, અને હેકલા. વેસુવિઅસ. ઇટાલીમાં નેપલ્સ શેહેરની પાસે છે. એતના, ભૂમધ્ય સમુદ્રમાં સીસીલી બેટમાં છે. હેકલા. આટલાન્ટિક માહાસાગરમાં ડેનમાર્કના તાબાનો આઇસલંડ બેટ છે તેમાં છે.

૭. વોલગા, એ સૌથી મોટી નદી; આલ્પ્સ, એ સૌથી મોટો પર્વત; અને રૂશિઆ એ સૌથી મોટું દેશ છે.

૮. આલ્પ્સ, પીરીનાઇઝ, કારપેથિઅન, ડોફ્રીન, અને એપીનાઇન્સ એ યુરોપ ખંડમાં મોટા પાંચ પર્વતો છે.

૯. વોલગા,ડાન્યુબ, નીપર, ડોન, ને રાઇન એ પાંચ નદીઓ સૌથી મોટી કેહેવાય છે. વોલગા, યુરલ પર્વતમાંથી નીકળીને કાસ્પિઅન સમુદ્રને મળે છે. ડાન્યુબ, આલ્પ્સ પર્વતમાંથી નીકળીને કાળા સમુદ્રને મળેછે. નીપર, ઉત્તર તરફના પર્વતમાંથી નીકળીને કાળા સમુદ્રને મળે છે. ડોન, યુરલ પર્વતમાંથી નીકળીને આઝોફના સમુદ્રને મળે છે. ને રાઇન નદી, આલ્પ્સ પર્વતમાંથી નીકળીને જર્મન સમુદ્રને મળે છે.

૧૦. લંડન, કોન્સ્ટેન્ટીનોપલ, પેરીસ, બરલિન, અને

વીપના એ સૌથી મોટાં પાંચ શેહેરો છે.

૧૧. લેનકેશાયર ને વોરવીક, એ બે કીલા ઈંગ્લાંડમાં છે. સ્ટરલિંગ કીલ્લો સ્કોટલંડમાં છે. ચેરબોર્ગ કીલ્લો ફ્રાન્સમાં છે. જીબ્રાલટર, એ સ્પેનમાં છે. મેન્ટઝ, જર્મનીમાં છે. સીવાસ્ટેપોલ, રૂશિઆમાં છે. મગદેબર્ગ પ્રુશિઆમાં છે, અને એલએડ કીલ્લો તુર્કસ્તાનમાં છે.

૧૨. દ્વિના નદી છે ને તે રૂશિઆમાં છે. પોલંડ, યુરોપ ખંડમાં અસલ દેશ હતું, હાલ તે રૂશિઆ સાથે ભેળી નાંખ્યું છે. વાર્સા, એ પોલંડની રાજધાની છે. હંગારી, એ પ્રાંત છે ને આસ્ટ્રીઆમાં છે. લપલંડ, એ સ્વીડનમાં એક પ્રાંતનો ભાગ છે. સેવર્ન, અને શાનન બંનો નદી છે; સેવર્ન ઈંગ્લાંડમાં છે, ને શાનન આયરલંડમાં છે. મોસ્કો, રૂશિઆની અસલની રાજધાની છે. ટોલીડો શેહેર છે ને તે સ્પેનમાં છે. મોબલા, એ આલ્પસ પર્વતના મોટા શીખરનું નામ છે. કેટિગેટ, ડેનમાર્ક તથા સ્વીડન વચ્ચે અખાત છે. કેરો, એફ્રિકામાં મીસર દેશની રાજધાની છે. જરૂસલેમ, એશિઆના તુર્કસ્તાનમાં શેહેર છે. બોથનીઆ, સ્વીડન ને રૂશિઆ વચ્ચે અખાત છે, ને ક્લિઅર કેપ છે તે આયરલંડની દક્ષિણે છે.

૧૩. સેન્ટ હેલીના, એફ્રિકામાં આટલાન્ટિક માહાસાગરમાં બેટ છે; તેમ મેદાગાસકર પણ એફ્રિકામાં હિંદી માહાસાગરમાં બેટ છે. કેલીફોર્નીઆ, દ્વીપકલ્પ છે ને તે ઉત્તર અમેરિકામાં છે. એલેકઝાન્દ્રિઆ, ભૂમધ્ય સમુદ્રના

અગ્નિ ખુણા તરફ મોટું બંદર છે. કોમોરીન, કેપ છે ને તે હિંદુસ્તાનની દક્ષિણે છે. મીલાન, શેહેર છે ને તે ઇટાલીમાં છે. મીલર, સરોવર છે ને તે સ્વીડનમાં છે. જીનોઆ, ઇટાલીમાં અખાત છે. જીનીવા, સ્વીતઝરલંડમાં શેહેર છે. ગોટનબર્ગ, સ્વીડનમાં શેહેર છે. ગુડહોપ, આફ્રિકાની દક્ષિણે કેપ છે. સ્કેગર રેક, ડેન્માર્ક તથા નોર્વેની વચ્ચે અખાત છે. ફિનીસ્ટર, સ્પેનના વાયવ્ય ખુણા તરફ કેપ છે. સંડા એ સામુદ્રધુની છે તે હિંદી માહાસાગરમાં સુમાત્રા અને જાવા બેટની વચ્ચે છે, તેમ કોરિન્થ એ શેહેર છે ને સંયોગી ભૂમી પણ છે, તે ગ્રીસ દેશમાં છે.

૧૪. બ્યુડા, આસ્ટ્રિઆમાં ને યોર્ક ઇંગલાંડમાં શેહેર છે. બીનારેસ, હિંદુસ્તાનમાં ગંગા નદી ઉપર શેહેર છે. ડેમાસકસ, એશિઆના તુર્કસ્તાનમાં શેહેર છે. ન્યુયોર્ક, ઉત્તર અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનમાં શેહેર છે. એમાઝાન, એ દક્ષિણ અમેરિકામાં પૃથ્વી ઉપર સૌથી મોટી નદી છે. બેનનેવીસ પર્વત છે, ને ફોર્થ નદી છે તે બંનો સ્કોટલંડમાં છે. ઓલિમપસ, એ એશિઆના તુર્કસ્તાનમાં પર્વત છે. યૂકયાંગ, ચીનની દક્ષિણે નદી છે. કાન્ડિઆ, એ ભૂમધ્ય સમુદ્રમાં ગ્રીસની દક્ષિણે બેટ છે. માટાપાન, એ ઇટાલીની દક્ષિણે કેપ છે. રોટરડમ, હોલંડમાં મોટું શેહેર છે. ક્રિમીઆ, એ આઝોફનો સમુદ્ર, તથા કાળા સમુદ્ર વચ્ચે દ્વીપકલ્પ છે. ફયુનન, ડેનમાર્કમાં બેટ છે. આર્કની, સ્કોટલંડની ઉત્તરે બેટ છે. ટોરન્ટો, એ ઇટાલીની દક્ષિ-

ણે અખાત છે, અને ઈજીના ગ્રીસની દક્ષિણે અખાત છે.

૧૫. આદ્રિઆટીક સમુદ્રને વેનીસનું અખાત કેહેછે, તેમ જર્મન સમુદ્રને ઉત્તર સમુદ્ર કેહેછે; અને એલેકઝાનદ્રિઆ બંદરને લોકો વખતે ગુજરાતીમાં શીકંદરીઆ કેહેછે.

૧૬. સેન્ટપીટર્સબર્ગ પીટર રાજાએ, કોન્સ્ટેન્ટીનોપલ કોન્સ્ટેનટાઈન રાજાએ, અને એલેકઝાનદ્રિઆ, શીકંદર બાદશાહે વસાવ્યુંછે.

૧૭. કાળો સમુદ્ર અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે કાકેસસ પર્વત છે. બીસકેના ઉપસાગર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે પીરીનાઈઝ પર્વત છે. ગ્રેટબ્રિટન અને આયરલંડ વચ્ચે આયરિશ સમુદ્ર છે. તેમ જર્મન સમુદ્ર તથા ઈંગ્લિશ ચાનલ તે ડોવરની સામુદ્રધુનીથી સંધાયલા છે.

૧૮. કેપ સેન્ટ વીનસેન્ટથી પેહેલાં બીસકેના ઉપસાગરમાં જવું, પછી ઈંગ્લિશ ચાનલ, પછી જર્મન સમુદ્રમાં થઈને નોર્વે જવાય. તેમ સેન્ટ પીટર્સબર્ગથી નીકળવું તો પેહેલા ફીનલંડના અખાતમાં જવું, પછી બાલ્ટિક સમુદ્રમાં, પછી બરલિન શેહેરમાં, પછી ડ્રેસડેન બંદરે, પછી વિયનામાં, પછી વેનીસ બંદરે થઈને વેનીસના અખાતમાં જવું, અને ત્યાંથી પછી તુર્કસ્તાનમાં જવાય. લીસબોનથી પેહેલાં જીબ્રાલટરની સામુદ્રધુની આગળ આવવું, પછી ભૂમધ્ય સમુદ્રમાં, પછી નેપલ્સ શેહેર આગળ થઈ રોમ શેહેરમાં અવાય

૧૯. પીરીનાઈઝ પર્વતમાંથી ગ્યારોન, ઈબ્રો, ને ડુરો નદી

નીકળેછે. આલ્પ્સ પર્વતમાંથી ડાન્યુબ, રાઇન, સીન, અને પો નદી નીકળેછે. એપીનાઇનસમાંથી ટાઇબર ને આરનો, કારપેથિઅનમાંથી વીશચ્યુલા ને ઓડર, અને યુરલ પર્વતમાંથી યુરલ ને વોલગા એ બે નદીઓ નીકળેછે.

૨૦. મર્સી નદી આયરિશ સમુદ્રને મળેછે. ડોન, આઝોફના સમુદ્રને. પો, વેનીસના અખાતને. ડ્વિના, શ્વેત સમુદ્રને. રોન, લાયોન્સના અખાતને. અને સીન નદી તે ઇંગ્લિશ ચેનલને મળેછે.

૨૧. ટેગસ ને ડુરો એ બે નદી, આટલાન્ટિક મહાસાગરને મળેછે. લુઆર ને ગારોન એ બે બીસ્કેના ઉપસાગરમાં મળેછે. તેમ ઓડર ને વીશચ્યુલા, એ બાલ્ટિક સમુદ્રને. ઇબ્રો, ટાઇબર, ને આરનો ભૂમધ્ય સમુદ્રને. ટેમ્સ, રાઇન, એલ્બ, ને વેઝર એ ચાર જર્મન સમુદ્રને. ડાન્યુબ, ને નીપર કાળા સમુદ્રને. અને યુરલ, ને વોલગા એ બે નદીઓ કાસ્પિઅન સમુદ્રને મળેછે.

૨૨. ટાઇન ઉપર ન્યુકેસ્ટલ, અને મર્સી ઉપર લીવરપુલ. લોયર ઉપર નાન્ટસ. ગ્યારોન ઉપર બારડોકસ. રાઇન ઉપર સ્ત્રાસબર્ગ અને લેડન. ટેગસ ઉપર ટોલીડો, લીસબોન. ઇબ્રો ઉપર સારાગોસા. ડુરો ઉપર ઓપોર્ટો. એલ્બ ઉપર ડ્રેસડેન, હેમબર્ગ, અને મગડેબર્ગ. ડ્વિના ઉપર રીગા. મોસ્કો ઉપર મોસ્કો. વોલગા ઉપર આસ્ત્રાકાન. નીપર ઉપર કીવ. વીશચ્યુલા ઉપર વાર્સા, પો ઉપર ટ્યુરીન. અને આરનો નદી ઉપર

ફ્લોરેન્સ શેહેર છે.

૨૩. એ બધાં શેહેરો છે. બર્મીંગ્રામ, પેર્ટસ માઉથ, પ્લાઈમાઉથ, ચેસહેડ અને હેસ્ટિંગ્સ એ બધા ઈંગ્લાંડમાં છે. ડંડી, પેસલી, અને સ્ટરલિંગ એ આયરલંડમાં છે. ચેસબર્ગ અને બોરમંડો ફ્રાન્સમાં છે. આન્ટવર્પ અને ઘેન્ટ બેલજ્યમમાં છે. બ્રેમેન અને બન્સ્વીક જર્મનીમાં છે. કાલ્સક્રોના, સ્વીડનમાં છે. પ્રેસબર્ગ, ટ્રેમેકઝાન, અને પ્રેગ એ ત્રણ આસ્ત્રિઆમાં છે. લેગહોર્ન, પાલર્મો, નેપલ્સ એ શેહેરો ઈટાલીમાં છે. અને આડ્રિઆનોપલ એ શેહેર તુર્કસ્તાનમાં છે.

૨૪. ન્યુકેસ્ટલ, માનચેસ્ટર, શેફલ્ડ, લીડઝ, ડરબાઈ, અને નોટિંઘામ ઇંગલાંડમાં છે. બેલફાસ્ટ, આયરલાંડમાં છે. નાન્ટસ, અને લાયોન્સ ફ્રાન્સમાં છે. ઓપોર્ટો, પોર્તુગાલમાં છે. લીએજ, બેલજીઅમમાં છે. હેગ હોલંડમાં છે. એલસીનોર, ડેન્માર્કમા છે. આસ્ત્રાકાન, રશિઆમાં છે. ત્યુરીન અને ફ્લોરેન્સ એ બે શેહેર ઈટાલીમાં છે.

૨૫. ન્યુકેસ્ટલ, કોયલાની ખાણને વાસ્તે. માન્ચેસ્ટર, રૂના વેપારને વાસ્તે. શેફિલ્ડ, પોલાદના કારખાના સારૂ. લીડઝ, ઉનની જનસો સારૂ. ડરબાઈ, રેશમના કારખાના સારૂ. નોટિંઘામ, કીનારી તથા મોજાં સારૂ. બેલફાસ્ટ, શણના કાપડ સારૂ. લાયોન્સ, રેશમના કારખાનાં સારૂ. ઓપોર્ટો, દ્રાક્ષના દારૂ સારૂ. બ્રુસેલ્સ, કીનારી તથા શેતંજી સારૂ. લીએજ, લુવાર કામ સારૂ. હેગમાં સરકાર કચેરીછે તેથી. એ-

બસીનોર, તરી જકાતનું ઠેકાણુંછે તેથી. ડાન્ટઝીક, દાણાનું મોટું બંદરછે તેથી. વાર્સા, અસલ પોલંડ દેશની રાજધાની છે તેથી. મોસ્કો, રુશિઆની જૂની રાજધાની છે તેથી. જીનીવામાં ઘડીઆળ સારાં બનેછે તેથી. ફ્લોરેન્સ, એ ટસ્કનીના રાજનું મુખ્ય શેહેર છે, તથા તેમાં ચીતારે કામ સારૂં થાયછે તેથી. હેકલા, એમાં ઉનાં પાણીના ઝરણ વેહેછે તેથી. હંગારીમાં સોના રૂપાની ખાણ છે તેથી, અને નેપલ્સમાં સારા ઘોડા થાયછે તેથી પ્રખ્યાત છે.

૨૬. એ ખંડમાં સ્વીતઝરલન્ડ એ સૌથી મોટો પાહાડી દેશ છે; અને ઈંગ્લાંડ, સ્કોટલંડ, ફ્રાન્સ, જર્મની, તથા નોર્વે એ દેશોમાંથી પુષ્કળ કીમતી ધાતુઓ નીકળેછે.

૨૭. ઉત્તરે નોર્વે, સ્વીડન, ને રૂશિઆ છે; પશ્ચિમ તરફ ઈંગ્લંડ, સ્કોટલંડ, આયરલંડ, સ્પેન, તથા પોર્ટુગલ છે; દક્ષિણ તરફ ગ્રીસ, ને તુર્કસ્તાન છે; પૂર્વે પાછું રૂશિઆ છે; ને મધ્ય ભાગમાં ડેનમાર્ક, બેલજ્યમ, જર્મની, પ્રુશિઆ, સ્વીતઝરલંડ, ને આસ્ત્રિઆ વગેરે છે.

---

# ખબર.

આ ચોપડી સુરતમાં શા. ઠીકાભાઈ પરભુદાસ બુક સેલર, મુંબઈમાં કાળકાદેવી આગળ શા. દામોદરદાસ ઈશ્વરદાસ, તથા કોટમાં શેઠ સાપુરજી ફરામજી માંડણ તથા શેઠ જાંહાંગીરજી બેજનજી કરાણી બુક સેલર પાસેથી વેચાતી મળશે. તેમજ અમદાવાદમાં જેઠાલાલ શીવરામ બુક સેલર, તથા રાજકોટમાં પારેખ પરસોતમ પરમાનંદ બુક સેલર પાસેથી પણ મળશે. કમીશન વગેરેનો બંદોબસ્ત કરવા હોય તો મુંબઈમાં ભુલેશર આગળ શ્રીરંગીના દેવળ પાછળ માવજી જેરામના માળામાં શા. છગનલાલ જગજીવનદાસના નામનો પોષ્ટપેડ કાગળ લખી મોકલવો.